# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતો ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦

મીરાંબાઇ ભાગ (૧-૨)
સચિત્ર દરેકના ૦-૧૦-૦

રામલીલા ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦

વીણાવેલી ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦

સતિ દ્રૌપદી સચિત્ર ૦-૧૦-૦

મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ
સચિત્ર કીં. ૦-૧૦-૦

રાજ કડીઆરો ૧—૪-૦

રક્ષક કે ભક્ષક ? ૦-૧૦-૦

સતિ સીતા સચીત્ર ૦-૧૦-૦

પતિનારાયણ વ્રત ૦—૬-૦

સત્યનારાયણની કથા ૦-૬-૦

સદ્ગુણી વારાંગના ૦-૧૦-૦

બત્રીસ પુતળીમાંની જુદી
જુદી વાર્તા ૧-૧૦ ભાગ
સચિત્ર દરેકની કી. ૦-૮-૦

કામલત્તા સચીત્ર ૦-૮-૦

સમાજનો શીકાર ૦-૧૦-૦

સત્યવાદી હરિશ્ચંદ્ર ને તારા-
મતી સચિત્ર ૦-૧૦-૦

ચિતોડનો કરણ કીં. ૦-૮-૦

પ્રતાપી પ્રમિલા કીં. ૦-૮-૦

રૂપિરાજનાં પદ કીં. ૦-૮-૦

ચતુર સ્ત્રી વિલાસ ગરબાવળી
(લગનનાં ગીત સાથે) ૦-૮-૦

જુલમી જનેતા યાને પરિવર્તન
સચીત્ર ૦-૧૦-૦

હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦

જીવતી ચુડેલ સચીત્ર ૦-૮-૦

રાજા હરિશ્ચન્દ્ર હરિગીતમાં
સચીત્ર ૦-૬-૦

બોડાણો ભાગ ૧-૨
સચીત્ર દરેકના ૦-૬-૦

પવિત્રકુમાર સચીત્ર ૦-૧૦-૦

પારસમણી ૧૯૨ પાનાં ૦-૧૦-૦
,, મોટી ૨૫૬ પાનાં ૦-૧૦-૦

ભક્તશીરોમણી પાનાં ૧૯૨
કી. ૦-૧૦-૦

ઝેરી ઝવેરી ૦-૧૦-૦

એકજ પૈસો કીં. ૦-૮-૦

॥ ॐ श्री ॥

શ્રી વિજય નાટક સમાજનો અત્યંત લોકપ્રિય નાટક.

# "પરિવર્તન" યાને જુલ્મી જનેતા.

" સાચા સ્નેહની સફળતા અને " સમાજ સુધારણાનું " સુદર્શન કરાવનાર આબેહુબ, રોમાંચક, ભાવપૂર્ણ 'કરૂણ' રસપ્રાધાન્ય ત્રિઅંકી નાટકઃ "

: લખનાર :

શિવલાલ ત્રિભુવન વાંટાવદરકર

' મંગલ '

' સ્નેહની સતિ ' નાટકના કર્તા

પ્રકાશક,

રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ–અમદાવાદ.

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫

પ્રથમાવૃત્તિ પ્રત ૨૦૦૦

મૂલ્ય ૧-૦-૦.

મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ, અમદાવાદ.
મુદ્રકઃ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.

# "પરિવર્ત્તન" નાટકનાં મૂખ્ય પાત્રો.



**પુરૂષ પાત્રો :**

શ્રી કૃષ્ણ...આનંદકંદ પરમાત્મા :
ચંદ્રમણિ...નવી પત્નિના ચરિત્રમાં અંધ બનેલો પ્રભાકરનો પોષક પિતા :
પ્રભાકર....ચંદ્રમણિના મિત્રનો પુત્ર. પાછળથી પૂષ્પાનો પતિઃ નાટકનો નાયક.
ચિમનલાલ...પ્રભાકરનો સ્નેહી
કાંતિલાલ...એક શ્રીમંત ગૃહસ્થઃ
છેલશંકર...તેનો અનાચારી પુત્રઃ
મદનચંદ્ર....વિકારી યુવક.

**સ્ત્રી પાત્રો :**

અસૂયા...ચંદ્રમ[ાં] નવી પ[ત્નિ]
પૂષ્પા...ચંદ્રમ[ાં] જૂની પત્નિની પાછળથી પ્રભા[કરની] પત્નિ. નાટકની ન[ાયિકા]
કામપ્રભા...એક [ ]

## કોમિક પાત્રો :

ચટપટ...કલ્હારભક્ત ગૃહસ્થ પાછળથી ખાદીભક્ત.
ખટપટ....અઠંગ બદમાશ.
લટપટ....એક ઓલીલૂસ યુવક
રસિકા....ચટપટની સ્ત્રી પાછળથી ખટપટની સ્ત્રી.

## – પ્રસ્તાવના –

રંગભૂમિ ઉપર ભજવાતા નાટકો પૈકી કોઈ કોઈ અશ્લીલ નાટકોએ નાટકના મૂખ્ય તત્વને નષ્ટ કર્યું છે—રસિક પ્રેક્ષકોનાં વિનોદસ્થાનને કિંચિદંશે ભ્રષ્ટ કર્યું છે. નાટ્યવિદ્યા એ આર્યજાતિની પ્રાચિન વિદ્યા છે. યદિ મનુષ્યમાં સમયાનુસાર કંઈ દોષ આવી જાય છે, તો નાટકદ્વારા પણ સમાજ કૈંક અંશે સુધરતો થાય છે. કારણકે વ્યાખ્યાનથી કે ગાનથી મનુષ્ય ઉપર જેવો પ્રભાવ નથી પડતો તેવો બલ્કે તેથી વિશેષ પ્રભાવ મનુષ્ય ઉપર અભિનયથી પડે છે. માટે ઉચ્ચ કોટિના નાટકો રંગભૂમિ ઉપર ભજવાય તો સમાજનો સડો અવશ્ય દુર થાય.

આ વિચારને લક્ષમાં રાખી મ્હેં 'પરિવર્તન' નાટક અમૂક સમય પહેલાં મ્હારી કંપનીમાં તૈયાર કર્યો, અને સમાજ આગળ યથાશક્તિ ભજવી બતાવવા પ્રયાસ કર્યો હતો, સમાજ તરફથી જો કે સદર નાટકને યોગ્ય સત્કાર મળ્યો હતો, પરંતુ કેટલાક અનિવાર્ય સંયોગોની ઉપસ્થિતિને લઇને મ્હારે કંપની બંધ કરવી પડી હતી.

આવો સમાજ સુધારણાનો ઉચ્ચ નાટક થોડો સમય પ્રકાશમાં આવી બંધ થઈ ગયો, પરંતુ તેને ગાયન ભાષણ સાથે પુસ્તક આકારે પ્રકટ કરવાની ઇચ્છા થતાં—સમાજ વાંચીને પણ કંઇક લાભ પ્રાપ્ત કરી શકે—મ્હારો વિચાર રા. રા. રણછોડલાલને જણાવતાં તેમણે સહર્ષ પ્રકટ કરવા અનુમતિ આપતાં તેમના સાહસથી સમાજ તરફથી ત્હેનો ઉચીત સત્કાર થાય એવી આશા સાથે હાલ તો વિરમું છું.

અમદાવાદ. | લી૦ સમાજસેવક
તા. ૧૧–૬–૨૫ | શિવલાલ ત્રિભુવન 'મંગલ' નાટકકાર

## નાટકનો પૂર્વ પ્રસંગ.

ચન્દ્રમણિ દેસાઈ દૈવયોગે ગૃહભંગ થયા. સ્નેહીયોના આગ્રહથી દેસાઈ નવિ પત્નિ અસૂયા પરણ્યા. અસુયામાં નામ પ્રમાણે ગુણ હતા. તેનું હૃદય નિષ્ઠુર હતું. દેસાઇની જૂની પત્નિ તેર વર્ષની પૂષ્પાને મૂકી ગઇ હતી. મિત્રના મૃત્યુ બાદ નિરાધાર થયેલા સોળ વર્ષના પુત્ર પ્રભાકરને, દેસાઇએ પોતાના આશ્રય તળે લીધો હતો. આ બન્ને નિર્દોષ બાળકોને જોઇ અસૂયા ઇર્ષ્યાગ્નિમાં બળી મરતીઃ બાળકોને હસતાં દેખે તો તત્ક્ષણે જ ગમે તેમ કરી રડાવ્યે જ જંપે. સ્વર્ગવાસિની માતાની શિળી છાંયામાં પવિત્રાનંદમાં ઝૂલનારા એ પ્રભુના દિવ્યબાલુડાં અસૂયાની ઇર્ષ્યાગ્નિમાં બળવા લાગ્યા છે; ત્યાંથી—એ કરૂણ પ્રસંગથી—આ નાટકનો પ્રારમ્ભ થાય છેઃ



॥ ॐ श्री विघ्नेशाय नमः ॥

# 'પરિવર્તન' યાને જુલ્મી જનેતા.

## —પ્રથમ અંક—

### —મંગળા ચરણ—

બાળાઓ:— " વ....ન્દન જગધર કૃ....ષ્ન જય વર....( ૨ )

" ભારત રંગ ભૂમિ.......ના નટવર.......વન્દન.

" વાસ નિરં.......તર કર અમ અં.......તર

" વાસ નિરં.......તર....આ....આ....આ....આ....આ.

( તાન )

" વાસ નિરં....તર કર અમ અં....તર

નાટક નાટક ! સેવક સ્હાયક !

" સદા શરણુ તુજ 'મંગલ' દાયક—!

.......વન્દન— "

( બાળાઓનું પ્રેક્ષકોને નમીને જવું )

## પ્રથમ દશ્યઃ

### સ્થળઃ બગીચોઃ



પાત્રઃ પ્રભાકર, અસુયા, પુષ્પા અને ચન્દ્રમણિઃ



( પડદો ઉપડતાં પ્રભાકાર કઠેડામાંથી ગાયન ગાતો બગીચામાં ઉતરે છેઃ )

**પ્રભાઃ** —ગાયન—

( કાલિંગડાની ધૂનઃ )

" આ...........અસા....ર છે.......સંસાર............(૨).
" કોઈ વિરલા....પામે પાર........૨....આ.
" પુરૂષ પ્રેમદા નાયક નાયકા સ્વા...ર્થે સગા....થના....૨,
" દ્વેષ–ક્લેશમાં સળગે જગત આ સ્હેવા ક....ષ્ટ....હજા....ર
........આ.
" કામ ક્રોધ ઈર્ષ્યો....કાદવથી....ગં....દુ જગ કા સા...૨,
" કંઠ સુધી....ખૂં....તેલા તે...માં....કૈંક હશે....નર
ના...૨.......આ."

( ગાયન પૂર્ણ થતાં દુઃખદ સ્વરે સ્વગત ઉદ્ગારઃ )

પ્રભાઃ કેં કર્મના સંયોગથી હું છું ભયંકર દુઃખમાં,
જનુની જનક સ્વર્ગે ગયા છોડી મને આ વિશ્વમાં;
ના ભ્રાત ભગિની કે કુટુંબ કોણુ મુજ સંભાળ લે—?—
હું એકલો અવનિ વિષે મુજને દિલાસો કોણુ દે ?
પોષક પિતા પલટી ગયા પત્ની નવિના પ્યારમાં,
રોજ મારે સાંખવાનાં હાય શબ્દો કારમા;
આ રઝળતા આત્મા તણું ના કોઇ છે સંસારમાં
સુખ અલ્પની ઝાંખી નથી ને દુઃખ પામું કારમા.

( ત્યાં તેની નવિ માતા અસુયાનો પ્રવેશઃ )

અસુઃ ( પ્રવેશની સાથેઃ )
શરમા જરા તું બોલતાં આ રોદડા શું ગાય છે ?—
પાળું ત્હને હું પ્રિતથી તોપણુ દુઃખો દેખાય છે ?
જ્હાંડમાં બ્હેકી જઈ કીધું જરા કરતો નથી,
ઉલ્ટું દુઃખો પોકારતા કમબખ્ત, કેં ડરતો નથી ?

(તમાચો મારે છે)

પ્રભાઃ ( ધીમેથીઃ )
શીરનામું ચરણુમાં ના ક્રોધ છાજે આપને—
ધમકાવવાનું યોગ્ય શું, દીન પૂત્ર આ નિષ્પાપને ?

અસુઃ ( સક્રોધઃ )
વંઠી ગયો તો પણુ વદે છે દીન હું નિષ્પાપ છું,
નિષ્પાપ નહિ પણુ બોલજે કે દીન હું નિષ્પાપ છું.

પ્રભા: ( દુ:ખદ સ્વરે: ) હાય...! માતા માતા, આ શું બોલી રહ્યા છો ? શું હું બાપ વિનાનો છું. ?

અસુ: ત્યારે ?

પ્રભા: પોષક પિતાનું છત્ર આ બાલક પર ક્યાં નથી ?

અસુ: પોષક પિતા એ કાંઇ ખરા પિતા ન કહેવાય: તારો બાપ નથી; અને તારી મા પણ નથી:

પ્રભા: બન્ને છે. મારા • પોષક પિતાનેજ હું ખરા પિતા માનું છું. અને મારા સામેજ વિદ્યમાન છે:

અસુ: વિદ્યમાન છે, પણ જાણજે તારી પાયમાલીનું નિશાન છે.

ચંદ્રમણિનો પ્રવેશ: )

ચન્દ્ર: ( આવતાંની સાથે: ) આ શાનું તોફાન છે ?

અસુ: નાથ, જુઓને આ પ્રભાકર હવે હદ બહારે જાય છે–હું કાંઇ કહું છું કે મારૂં અપમાન થાય છે:

ચન્દ્ર: ( પ્રભાકરને: ) પ્રભાકર, તારી માતા આ શું કહે છે ?

પ્રભા: ( હાથ જોડીને: ) મારી માતાનો હું એક પણ શબ્દ ઉથામતો નથી. આશ્રયદાતાની આજ્ઞા પાળવી એ મારા ધર્મને હું સારી રીતે જાણું છું. આપ બન્નેને હું મારા માતા પિતા પ્રમાણું છું.

ચન્દ્ર: ( અસુયાને: ) વ્હાલી, પ્રભાકર તારા આરોપનો ઇન્કાર કરે છે.

અસુ: ત્યારે એમજ કહોને છોકરો સાચો ને હું જુઠ્ઠી ! જો આને આમ ચોઢે ચઢાવાશો,–તો છકી જાશે–ઉધરી જાશે–વંઠી જાશે:

ચન્દ્ર: તું પ્રભાકરની નાહક નિન્દા કરે છે–મારા હૃદયમાં તેના તરફનો અણગમો વસાવવા તું મિથ્યા પ્રયત્ન કરે છે. પ્રભાકર જેવો ડાહ્યો દીકરો હું તો કોઇ જોતો નથી. એને પજવીશ તો તારે શિક્ષા ખમવી પડશે:
(ચન્દ્રમણિનું જવું:)

અસુ: (ક્રોધ પૂર્વક:) હા....ય! ઓ નીચ પ્રભાકર, તને જોઇને મને કાળ ચડે છે.

પ્રભા: આ બાળક કાંઇ નડે છે ?

અસુ: (સક્રોધ:) હા....હા....તું જોઇ લેજે તારા હાલ બેહાલ, હું કેવા કરૂં છું કંગાલ ?–

સંસાર વનમાં એકલો આધાર વિણ તું રખડશે,
ત્યારેજ મારા હૃદયને તું જાણજે શાંતિ થશે !
આ ઝેરીલી નાગણ તણો ડંસ કેવો દેખાય છે,
જોઈ લે જે નીચ, તારા હાલ કેવા થાય છે ? !

(લાત મારીને અસુયા જાય છે. પ્રભાકર પડી જાય છે:)

પ્રભા: થોડીવારે બેઠો થતાં–) ઓ સ્વર્ગવાસિ જનક જનેતા, તમે તો સ્વર્ગનાં અક્ષય સુખમાં મહાલતા હશો; પરન્તુ તમારો આ દીન નિરાધાર બાળક દુઃખની ભડભડતી જ્વાળામાં બળી રહ્યો છે.

સ્વર્ગથી આવો નીચે આ બાલને સંભાળવા,
કાં સ્વર્ગમાં ખેંચો, નથી શક્તિ દુઃખોને ખાળવા.
( પુષ્પાનો પ્રવેશઃ

પુષ્પાઃ પ્રભાકર, આમ શોચ ન કરો.

પ્રભાઃ (દુઃખિત ચ્હેરેઃ ) ત્યારે શું કરૂં ?–જલતા જીગરની
અરજ ક્યાં ધરૂં ? આ હતભાગી ઉપર દુઃખના ડુંગર
તૂટતા જાય છે.–ભગવાન્ પણ હવે નિર્દય થાય છે–!

પુષ્પાઃ ભાગ્યને અનુસાર સુખ સંકષ્ટ આવે જાય છે,
શોચ કરવાથી કહો, સંકષ્ટ ઓછું થાય છે ?
ગત્ જન્મનાં દુષ્કર્મની શિક્ષા સદાયે થાય છે,
એ ભોગવ્યા વિણ વિશ્વમાંથી છુટકો શું થાય છે ?–
ચાલે નહિ જ્યાં આપણું ત્યાં ધૈર્ય જો સેવાય છે,
તો સત્વરે સુખની પ્રભા પ્રકાશતી જોવાય છેઃ

પ્રભાઃ પણ આતો મારા દુઃખની પરાકાષ્ટા થાય છે–!

પુષ્પાઃ દુઃખ ભોગવ્યા પછીજ સૂચના દિવસો જોઈશકાય છે–!

પ્રભાઃ પણ મારી તો ધીરજ ખૂટી જાય છે–! દુઃખદ
દશાનું સ્મરણ થાતાં આંખમાં આંસુ ઉભરાય છે–!
( રડે છેઃ )

પુષ્પાઃ તમને રડતા જોઇ મારૂં હૃદય ચિરાઈ જાય છે–!
વ્હાલા પ્રભાકર, તમે છાના રહો. મને દુઃખી ન
કરો–આંખમાં આંસુ ન ભરોઃ

પ્રભાઃ મારા દુઃખોદ્ગારથી તને દુઃખ થતું હોય તો હવેથી મારા દુઃખનો હું ઉચ્ચાર સરખોયે નહિ કરૂં–દુઃખથી હૃદય ઉભરાઇ જશે પણ આંખમાં આસું નહિ ભરૂં: તને સુખી રાખવી એ હું મારી ફરજ સમજું છું.

પુષ્પાઃ (ધીમેથી) પ્રભાકર, મારે તમને કૈંક પૂછવું છે, બોલો પૂછું કે?–

પ્રભાઃ (વ્હાલથી–) પૂછ, પુષ્પા,–પૂછ– તારૂં ભાષણ સાંભળવા–તારા મીઠા અમિ ઝરતા શબ્દો સાંભળવા આ કર્ણો સદા ઉત્સુક રહે છેઃ

પુષ્પાઃ (સસ્મિત વદનેઃ) પૂછવાનું એજ કે આમ એકલસુરા ક્યાંસુધી રહેશો?–શું તમે યોગી છો?

પ્રભાઃ ખિન્નસ્વરેઃ) યોગી તો નહિ૰પણ અભાગી છું– !!

પુષ્પાઃ નહિ, તમે અભાગી નથી. તમારા ભાગ્ય સુચની જીવનદોરી તમને ઝંખે છે.–મનસા વાચા કર્મણાએ હું તમોને વરી ચુકી છું. આપ કરી લ્યો સ્વીકાર,–એટલીજ રહી હવે વાર–પછી તમારી જીવનનૌકા સૂખના સાગરમાં તરતી થશે.–તમારા અંતરમાં નિર્દોષ આનંદની ભરતી થશે— ?

(પ્રભાકર, વિચારમાં પડે છેઃ)

પુષ્પાઃ (અધિરથીઃ) દયાળુ દેવ, એક નિરાશ્રિત નારીને શરણે રાખવાનો સમય આવતાં આટલા બધા વિચાર કરવા એ શું તમને યોગ્ય છે?

**પ્રભા:** યોગ્ય તો નથી. પણ આ સાહસ કરતા પહેલાં કંઈક પૂછવા વિચાર છે.

**પુષ્પા:** દાસી ઉત્તર આપવા તૈયાર છે–તમારા આદર્શનો આદર કરવો એજ મારા જીવનનો સાર છે:

**પ્રભા:** પુષ્પા, તારૂં ભાગ્ય મારા જેવા વનવાસીની જોડે જોડયા કરતાં કોઇ પૈસાદાર સાથે જોડતો સારૂં.

**પુષ્પા:** કારણ ?–

**પ્રભા:** કારણ એજ કે પૈસો એજ દુનિયામાં ઉત્તમ દેવ ગણાય છે:–સુખ ભોગવવાના અનેક માર્ગ એનાવડેજ સરળ થાય છે–!

**પુષ્પા:** તમે સુજ્ઞ થઈ આમ કેમ બોલો છો ?–સ્નેહને છોડી પૈસાના ક્ષણિક સુખપવનમાં કેમ ડોલો છો ? જો પૈસામાંજ સર્વ સુખની સમાપ્તિ થતી હોત; તો દમયંતી સ્વામિ સાથે અરણ્યમાં નિકળત નહિ–જો પૈસામાંજ અવિચળ આનંદ હોત તો તારામતી પતિના વચન સારૂ મજુરી કરત નહિ: શુદ્ધ સાત્વિક સ્નેહ એજ અલૌકિક આનંદનું દ્વાર છે–નિર્મળ સ્નેહસંસારમાં સ્વર્ગ ઉતારનાર છે:

**પ્રભા:** એ આદર્શ દેવીઓના દૃષ્ટાન્ત છે તો બરાબર–પણ હવે જમાનો બદલાય છે માટે કહું છું કે વિચાર કર: જ્યારે વૈભવ ભોગવવાની પ્રબળ લાલસાઓ ઉત્પન્ન થાય છે,–ત્યારે ગરીબ જીવન દુ:ખકર જણાય છે:

પુષ્પાઃ ( કંટાળીને )

બ્હાના મુકી દઇ રસિકવર, બાળા શરણુ લ્યો બ્હાલથી,
મેં તો હ્રદયથી પ્રેમમાળા આપના કંઠે ધરી;–
જીવનદોરી તમે મારી તનુના નાથ તમે મારા,
નહિ હું અન્ય કૈં જાણું હ્રદયના તાર તમે મારા.
બધી આશા અને વિશ્વાસ મારો છે તમારામાં,–
તમે મારો અગર તારો અગર ભારો અંગારામાં–!

પ્રભાઃ બસ, બહુ થયું પુષ્પા !–સ્નેહાળ હ્રદયનો પરિચય થઇ ચૂકયોઃ મારા તરફનો તારો નિર્મળ સ્નેહ સમજાઈ ગયોઃ હું ઇષ્ટદેવની શાખે તને માનસિક રીતે વરી કૃતાર્થ થાઉં છું:–તારા જેવી સલુણી શ્યામા મળવા માટે કિરતારના ગાન ગાઉં છું:

પ્રીતિ તણું તું પુર છે, સૌન્દર્યનું તું ધામ છે,
લલના, તમારા યોગથી સાધ્યું સફળ મમ કામ છે.

—ગાયન—

પુષ્પાઃ " પ્રિય મારા....દગતારા આરોપુ....વ....ર માળા–
" નિભાવજો...આ બાળા,મોહન...મ...ર માળા...પ્રિય.

—સાખી—

" શિર ઝૂકે તવ ચરણમાં આશાના ઉલ્લાસ– !

પ્રભાઃ " તું દેવી મારી અને હું પૂજારી ખાસ.

પ્રઃ " સુરતી રસાળી તારી-
પુઃ " પીવાડો પ્રેમ વારી-
પ્રઃ " નાખું તનમન ઓવારી...રસભીની....ર....સ બાળા-પ્રિય."
( જવુંઃ )

## દ્વીતીય દૃશ્યઃ

સ્થળઃ રસ્તોઃ

પાત્રઃ ચટપટઃ ખટપટઃ અને રસિકા.

( પડદો ઉપડતાં ચટપટ દેખાવ દે છે. ).

ચટઃ —ગાયન—

" દેવ છે કલ્હાર મારા સેવ છે તેની,
" દ્રવ્ય વિણુ સંસારમાં દરકાર ના કે'ની....દેવ છે.
" દિવ્ય ચિજ માનું એક દમડી દમડી....
" દમડી ના છોડાય ભલે ઉતરી જાય ચમડી,
" દાસ એ પુરૂષનો હોય દ્રવ્ય પાસ જેની....દેવ છેઃ"

ભજ કલ્હારમ્, ભજ કલ્હારમ્, કલ્હારમ્ ભજ મૂઢમતે (૨)
( ખટપટનું આવવુંઃ )

ખટઃ કેમ મહાશય, આબરૂદાર પરોણાની માફક અહિં કેમ ભટકો છો? તમારા સવામણિયા માથામાં શું વિચારો ઘુમાઘુમ કરી રહ્યા છે?

ચટઃ ભાઇ એહની વાત છે કે તમે આ રત્નની કિંમત આંકી શકો તેમ નથી. હું કોણ? પ્રખ્યાત થયેલી એકેએક ગાનારીનો હું મ્હેમાન છું મ્હેમાન, સમજ્યાં?

ખટઃ અમો આ તમારૂં નળિયા જેવું નાક અરે કોડીયા જેવું કપાળ બરાબર જણાવી આપે છેઃ પણ એકાદ ગાનારીનું ઘર શોધવાને બદલે આમ કંચનીઓના ઘરની દિવાલની ધૂળ ચાટતા કેમ ભટકો છો?

ચટઃ તું તો અજ્ઞાન દેખાય છે અજ્ઞાન. તદ્દનજ અજ્ઞાન. મારી બિલોરી કાચ અને બટાટા જેવી આંખો દિવાલને ઓથે ઉભા ઉભા પણ દૂર સૂધી જોઈ શકે છેઃ વળી કર્ણેન્દ્રિય એટલી બધી સાબિત છે કે બાર ગાઉ ઉપર થતું સંગીત પણ હું બરાબર સમજી શકું છું.

ખટઃ શાબાશ, મિસ્ટર. What's your name? (વોટ્સ યોર નેમ?)

(ચટપટ ચમકે છેઃ)

ખટઃ (ફરીથી) વોટ્સ યૉર નેમ? What's your name?

ચટઃ હેં, શું કહો છો?

ખટઃ છટ્ નોન્સન્સ નથી સમજતા, હું પૂછું છું તમારૂં નેમ.

ચટઃ નેમ? નેમ તો એવી ફાંકડી છે કે પચાસ લાખ રૂપિઆની મિલ્કત મળી છે, તો પણ ચમડી તૂટે પણ દમડી ન છૂટે.

કલ્હાર મારા દેવ છેઃ તેની જ મારે સેવ છે

ખટઃ (સ્વગતઃ) છે કોઇ પૈસાદાર, પણ જણાય છે ઉલ્લુનો સરદારઃ (પ્રકાશઃ) અરે, હું તો તમારૂં નામ પૂછું છું નામઃ

ચટઃ તમે તો પહેલા નેમ કહેતા હતા ને ?

ખટ ઇંગ્રેજીમાં નામનું નેમ બોલાય છેઃ

ચટઃ આ ગુજરાતી રંગભૂમિ પર ઈંગ્રેજી કાં ભરડાય છે ?

ખટઃ જમાનો આગળ વધતો જાય છે–?

ચટઃ અરે, કહી દોને કે વંઠી જાય છે.

ખટઃ અરે જમાનાનું અપમાન થાય છેઃ સુધારો સૂચવનારા અમારા જેવા ગ્રેજ્યુએટોનો દ્રોહ થાય છે ! અરે ભાઇ, બોલો કે જમાનો આગળ વધતો જાય છેઃ

ચટઃ તમે કહો કે વંઠી જાય છે, પછી હું કહું કે આગળ વધતો જાય છેઃ

ખટઃ પહેલા તમે બોલોઃ

ચટઃ એમ, સાંભળોઃ આજકાલ જમાનો વંઠી જાય છેઃ

ખટઃ શું બોલાય છે ?

ચટઃ જેવું દેખાય છે; દુનિયાના રંગ ઢંગ જેવાય છેઃ આ જીભથી બોલાય છેઃ

ખટઃ તમારી મ્હોટી ભુલ થાય છેઃ જમાનો આગળ વધતો જાય છે.

ચટઃ અરે, વંઠી જાય છે...

ખટઃ કહો કે આગળ વધતો જાય છે. પછી હું કહું કે વંઠી............અરરર! શું બોલી જવાય છેઃ જવા દો એ વાતઃ જમાનો આગળ વધતો જાય છે, ફિ· વિષેના તમારા જેવા અણસમજુ પૈસાપૂજારીના સર્ટિફીકેટની અમારા જેવા એટીકેટવાળા યુવાનને કાંઈજ દરકાર નથી....હા, તમારૂં નામ નિવેદન કરશો ?

ચટઃ મારૂં નામ ચટપટઃ તમારૂં ?

ખટઃ સાક્ષરવર્ય મિસ્ટર ખટપટલાલ બી. એ.

ચટઃ ભાઈ ખટપટ.

ખટઃ ( અટકાવીને--) નહિ, મિસ્ટર ખટપટલાલ કહો.

ચટઃ સિસ્ટર ખટપટલાલ.

ખટઃ શું બોલો છો ?

ચટઃ સિસ્ટર ખટપટલાલઃ

ખટઃ અરે સિસ્ટર નહિ, સિસ્ટર એટલે તો બ્હેનઃ

ચટઃ ત્યારે ?

ખટઃ મિસ્ટર

ચટઃ સિસ્ટરઃ

ખટઃ મિસ્ટર

ચટઃ સિસ્ટરઃ

ખટઃ મિ....

ચટઃ મિ....

ખટઃ મિસ્ટર

ચટ: મિસ્ટર

ખટ: હો! એમ. એક મિસ્ટર બોલવામાં આટલો પ્રયાસ?

ચટ: અમને એવો નથી અભ્યાસ! અમે તો જાણીએ સંગીતઃ

ખટ: તમને સંગીતનું જ્ઞાન છે?

ચટ: કેમ ન હોય? સંગીતનાં બધા ચોપડા હું ચાવી ગયો છું: ને તેની મારા પેટમાં મલાઇ થઇ ગઇ છે મલાઇ, મ્હારા મહેરબાન!

ખટ: ત્યારે એકાદ સંગીત સંભળાવી આ પાવન કરશો કાન.

ચટ: ખુશીથી. બોલો પ્રભાત રાગ ગાઉં કે સંધ્યા રાગ?

ખટ: થવાદ્યો પ્રભાત રાગઃ કારણ કે અત્યારે પ્રભાતનોજ ટાઇમ છે.

ચટ: સાંભળો. કાન સતેજ કરોઃ

ચટ: ( કાને આંગળીઓ રાખીઃ )

એ........કલ્દાર મારા પ્રાણ છે—કલ્દાર મારા દેવ,

ઈ...શ્વરનું ના કામ છે કરૂં રૂપિયાની સેવ........

કહો કલ્દાર ચંદ્રની જે....પછીથી રામચંદ્રની જે....

ખટ: અરે મહાશય, આ તો તમે દુહા જેવું બોલ્યાઃ

ચટ: હા. સંગીતના ધોરણ પ્રમાણે પ્રભાત રાગ બોલતા પહેલાં દુહો લલકારવો પડે છે, શું સમજ્યા?

ખટ: તમે તો મોટા સંગીતના પ્રોફેસર જેવા જણાઓ છો ને શું?

ચટ: છો તો કદરદાન.

ખટઃ ( સ્વગતઃ ) જણાય છે સોળે સોળ આના હેવાન.
ચટઃ ચાલો પ્રભાત રાગ સાંભળોઃ
ખટઃ થવાદો..
ચટઃ ( પ્રભાતિયાની ધૂનમાં. )

એ....એકાશી.. પૂછે...બા..સીને, બાસી તા.....સીને,
તાસી.. પૂછે ચો..રા.સીને ચોરાસી પંચા..સીને...
પંચાસી પૂછે છા..સીને છાસી સત્તા..સીને,
સત્તા..સી પૂછે અઠ્ઠાસીને અઠ્ઠાસી નેવા..સીને.
નેવાસી પૂછે નેવુને નેવુ એકા......ણુંને........એ.

કેમ સાહેબ, કેવો મારો તાલ, સુર, અને લટકો ?
તમે જોયો છે મારા જેવો કોઈ સંગીતનો ઉસ્તાદ ?

ખટઃ અરે, નારે ના. તમારૂં કામ તો બસ આબાદ. પણ
તમારા સંગીતમાં આંકડાજ કેમ આપ્યા ?
ચટઃ મારે આંકડા સાથે વધુ સંબંધ છે.

—ઠેકામાં—

પૈસો મારો પરમેશ્વરને હું પૈસાનો દાસ,
પૈસા મળતા હોય મને તો ચાવી જઉં હું ઘાસ.
આપે દમડી એક કોઇ તો ખંભા પર ઉપાડું લાસ,
એક દમડી માટે હું તો દોડું પૂરા કોષ પચાસઃ

ખટઃ ત્યારે તમે પેટ ભરીને ખાતા પણ નહિ હો.
ચટઃ ખરી વાત, તદ્દન બરાબર વાત. હું તો કોઇને ત્યાં

હરામનું ખાવા મળે તોજ પેટ ભરીને ખઉં છું. નહિ તો મંદિરના ઠંડા ભાત અને કઢીથી ચલાવી લઉં છું.

ખટઃ તમે પચાસ લાખના આસામી થઇ ભાત ખાઉ કેમ થાવ છો ?

ચટઃ રૂપિઆ મળ્યા તે શું ઉડાવી દેવા ?

ખટઃ ખાવામાં કૈં રૂપિઆ ચાલ્યા જાય છે,

ચટઃ ખાવામાં તો કુબેરના પણ ભંડાર ખુટી જાય છે.

ખટઃ પેટ ભરીને ખાવું તેમાં ભંડાર ન ખૂટે.

ચટઃ પણ વાતનો ભેદ સાંભળશો ? આ પેટ હરામના અનાજનેજ પચાવી શકે છેઃ વેચાતું લાવેલું અનાજ ખાતાં મને અજીર્ણ થાય છે. આ ભેદનું મૂળ કાંઇ સમજાય છે ?

ખટઃ ( સ્વગતઃ ) બચ્ચા સમજાય છે—તારી દોલત કબજે કરવાની બુદ્ધિની ઈમારતનો મારા હૃદયમાં આજે પાયો નંખાય છેઃ (પ્રકાશઃ) મિસ્ટર, પચાસ લાખ જેટલી મહાન્ દોલત મળી તોપણ આવા ભિખારી વિચારો કેમ છોડતા નથી ?

ચટઃ પચાસ લાખ એ શું દોલત કહેવાય ? હેં, મહાશય, તમેજ કહોને એ શું દોલત કહેવાય ?

(ચટપટની સ્ત્રીનું આવવું: )

રસિકાઃ દોલત નહિ પણ દોલતનો હાડો કહેવાયઃ પચાસ લાખથી સંતોષ ન થતો હોય તો આખી દુનિયાની દોલત મેળવવા શા સારૂ શંકરનું તપ કરતો નથી ?

ચટઃ અરે રાંડ, તને અહિં રસ્તા વચ્ચે કોણે બોલાવી છે?

રસિઃ ( સક્રોધઃ ) દોલતની આટલી હદે પૂજા કરવી હતી;
તો જીંદગી વાંઢા રહીનેજ પુરી કરવી હતીઃ

ખટઃ બાનુ, ખરૂં કહે છેઃ

રસિઃ તમારૂં લોભી વર્ત્તન હવે હૂં ચલાવી લેનાર નથી. એક દિવસની નોટીસ આપું છું. એટલામાં તમારૂં વર્ત્તન નહિ સુધરે તો–

ચટઃ (અટકાવીને–) શું કૂવામાં પડશો ?

રસિઃ કૂવામાં તો તમારા જેવા ઘણાંય પડશેઃ હૂં કુવામાં પડું એવી કાચી પોચી નથી તો–

ખટઃ ( સ્વગતઃ ) આ ચટપટની સ્ત્રી તેનાથી બરાબર કંટાળી જણાય છેઃ કાંઈક યુક્તિ કરી આ ઘરમાં પગ કરવા વિચાર થાય છેઃ

રસિઃ ( ધબ્બો મારવોઃ ) હવે જવાનો ટાઈમ થાય છે બજારમાં ?

ચટઃ અરે પતિને આમ મારમાં–બદનામ થઇશ તું સંસારમાં,

ખટઃ મિસ્ટર, મને તો જણાય છે જરા પણ દોષ નથી આ તમારી નારમાં.

રસિઃ ( ખટપટ તરફ જોઈ સ્વગતઃ ) વાહ ! શું ખૂબસૂરત જુવાન ! ક્યાં આ જવાન, અને ક્યાં આ ગમાર હેવાન ? બન્નેની વચ્ચે આકાશ પાતાળનો ભેદ–

ખટ: બાનુ, કેમ કરી રહ્યા છો ખેદ.

( હાથ ઝાલે છે: )

ચટ: અરે મુરખ, આ શું કરે છે? પારકી બાયડીનો હાથ પકડતાં કાંઈ શરમ નથી આવતી?

ખટ: એ તો તમારૂં બીઝનેસ છે બીઝનેસ સમજ્યા?

ચટ: એ બીઝનેસ કરવાને તમને ક્યાંથી મળ્યો છે અધિકાર?–

ખટ: ઇન હેવન.

ચટ: ગુજરાતી રંગભૂમિ પર ઇંગ્રેજી ભડવું રહેવા દ્યો.

ખટ: તમારા જેવા અક્કલના ઓથમીર સાથે પ્રસંગ પાડવાનું મને ઠીક નથી લાગતું: (રસિકાને–) લ્યો સાહેબજી: ( શેકહેન્ડ: )

ચટ: (ચમકીને–) આ શું થાય છે!

ખટ: જમાનો આગળ વધતો જાય છે:

ખટ: (રસિકાને–) બાનુ, હવે રજા લઇશ:

ચટ: શિક્ષક–વિદ્યાર્થી વચ્ચેનો વ્યવહાર અહિં શા માટે ચલાવાય છે?

ખટ: કારણ કે જમાનો આગળ વધતો જાય છે: (રસિકાને–) બાનુ, હું તમને ચાહૂં છું–

રસિ: અને હું પણ–

ખટ: તમારા ગુલાબી અધરપર, ચુંબન કરે આ મધુકર!

રસિ: ઠીકેલો આવ્યો અવસર. ( ચુંબન થાય છે: )

—ગાયન—

ચટ:

" અરે લાજ વગરની નારી, કરે પર નર સાથે યારી,
" ભુંડી ભારજા તું ભારી-તારા વાઢું હું આજ નાક કાન–(૨)

રસિ:

" રાખો જીભને માઝામાં-નહિ તો ભુંડી છે આ ભામા,
" આવી જાશો મારા ધામાં-દેશો ગુમાવિ કોઇદી' જાન–(૨)

ખટ:

" નથી જમાનાનું કં ભાન- પૂરો દીસે છે હેવાન,
" થાઓ મારી જીગરજાન-આપું પુરૂં હું સિ સન્માન–(૨)

રસિ:

" આવો આવો મોંઘા પ્રાણ-રસના રાગી ચતુર સુજાણ,
" મીઠાં અમૃત રસની ખાણ-મારા ઉરમાં લાગ્યુ તુજ ધ્યાન(૨)-મારે.

( બધાનું જવું: )

ખટ: ( થાળી-ડાંડી સાથે: ) ઇતિશ્રી " પરિવર્ત્તન " નાટક પુરાણે, ફારસ ખડે, ત્રિપૂટી સંવાદે, ઇશકનાં ... સ્થપાયા નામે પ્રથમોધ્યાય:

( થાળી પીટાય છે: પડદો પડે છે: )

## તૃતિય દશ્ય :



### સ્થળ : ચન્દ્રમણિનું દિવાનખાનું:



પાત્ર : ચન્દ્રમણિઃ અસૂયાઃ અને પ્રભાકરઃ



( પડદો ઉપડતાં અસૂયા ઉદાસિન મુદ્રાએ એક સોફા પર પડેલી દેખાય છેઃ )

**ચન્દ્રઃ** ( અસૂયાને ઉદાસ જોઈઃ ) વ્હાલી, આજે કેમ સુસ્ત જણાય છે ? હમેશનો આનંદી ચ્હેરો આજે કેમ ઉદ્વેગસૂચક દેખાય ?

જે આંખમાં કામણ વસે આજ આંખ તે ઘેરાય છે,
મુખ પર આજે ઉદાસી ચિહ્ન કાં દેખાય છે ?–
લાલી તમારા ગાલ પરની કેમ ઝાંખી દેખાય છે,
સ્મિતના સ્વાગત આજે કેમ ના જોવાય છે ?–

મધુરી, કાંઈ ભેદ છે ?

**અસુઃ** ભેદ છે કે ખેદ છે તે હું જ જાણું છુંઃ

**ચન્દ્રઃ** મને તે જાણવાનો અધિકાર નહિ ?

**અસુઃ** મારામાં વિશ્વાસ રાખશો ?

**ચન્દ્રઃ** પોતાના અર્ધાઅંગ સમાન પત્નિનાં વચનમાં કયો માનવી અવિશ્વાસ ઉઠાવે ? જે હોય તે જણાવ.

તારામાં મને સંપૂર્ણ વિશ્વાસ છે.

**અસુ:** ત્યારે લ્યો કહું: ( જરા અટકીઃ ) ના. ના. નાથ, નહિ કહું.

**ચન્દ્ર:** મારા સમ તને–તું જે જાણતી હોય તે તારે જણાવવું જોઇએ મનેઃ

**અસુ:** એમ એટલામાં શું સમ આપી દીધા ?

**ચન્દ્ર:** લે, હવે વાતનો ભેદ બોલ:

**અસુ:** પ્રથમ આપો એક કૉલ.–કે તારો સાચો માનીશ એકે એક બોલઃ

**ચન્દ્ર:** લે કૉલઃ ( કૉલ અપાય છેઃ )

**અસુ:** સાંભળો નાથ, કાલે સાંજે મારી નજરેઃ–(અટકે છે.)

**ચન્દ્ર:** કેમ અટકી જાક છે ?

**અસુ:** નાથ, વાત કે'તા કંપ થાય છે–! જીભ થરડાય છે, સૂકાય છે–! પણ તમારા સમને લઇને આ નઠોર અસ્થિહીન જીભ અંતે હલાવવી પડે છેઃ પ્રભાકરને આપણાં બગીચામાં પુષ્પાને ચૂમ્બન કરતો અને ચાળા કરતો જોયો છેઃ

**ચન્દ્ર:** ( સક્રોધ ) હું ! હ ! એ ચંડાળ શું આવા અધમ સ્વભાવનો છે ? ઓ અધમ, તને પાળીપોષીને મોટો કીધો–તેનો તે શું આ મને બદલો દીધો ? (અસુયાને) અસુયા, તું જા. એ નીચ છોકરાને જ્યાં હોય ત્યાંથી મારી પાસે ઘસડી લાવઃ

અસુ: ( જતાં જતાં ) ફિકર નહિઃ પડયો તો સવળો
 દાવઃ ( જવું: )

ચન્દ્ર: ( સ્વગત-સક્રોધ ) ઓ ચાંડાળ છોકરા, બેસવાની ડાળ પર તેં કુહાડો માર્યો ! તારી લુચ્ચાઈ–નફટતાઈ હું ચલાવી લઇશ એવો તેં મને ગમાર ધાર્યો ? કમબખ્ત પ્રભાકર, મેં ન્હોતું જાણ્યું કે ભવિષ્યમાં મારા હાથે પોષાઇને તું મને જ ભયંકર નિવડીશ.

હા........ સર્પ કેરા બાળને પય પાઇને જે પાળશે,
 મોટો થઇ માલિકને દે ડંશ બદલો વાળશેઃ

( અસુયા, પ્રભાકરને લઇને આવે છેઃ )

ચન્દ્ર: (પ્રભાકરને જોઇ ઘુરકીને— ) ઓ કાળા નાગ !– તારૂં હૃદય હળાહળ ઝેરથી ભરેલું છે તેનું આજેજ જાણ્યું.–ગરીબ અને નિર્દોષ દેખાતા ચ્હેરાની નીચે કેવી કૂટિલતાઓ ભરી હોય છે, તે મેં આજે જ જાણ્યું,–( લાત મારીને– ) દૂર દુષ્ટ, ચાલ્યો જા. તારૂં કાળું મુખ હવે મને ન દેખાડઃ

પ્રભા: (હાથ જોડી:) પિતાજી, મેં શો અપરાધ કર્યો છે કે આપ મને આવી કઠોર વાણી સંભળાવી રહ્યા છો ? મારી કોઇએ અસત્ય નિંદા સંભળાવી જણાય છે; અને ધારૂં છું કે તેથી જ આપનું હૃદય અત્યારે સંશયમાં તણાય છેઃ

ચન્દ્ર: ( સક્રોધ: ) એક પણ શબ્દ બોલ્યા વિના મારૂં ઘર

છોડી જા. દુષ્ટ, પ્રેત, તારૂં કાળું મુખ મને ન બતાવઃ તને જોઇને મારા ફંવાડે ફંવાડે કચરો વિંછીના તીવ્ર ડંશ જેવી વેદના થાય છે–તારા દેહના શસ્ત્ર રાઈ જેટલા ટુકડા કરૂં એવું થઇ જાય છે; પરન્તુ લાચાર છું કે તું મારો આશ્રિત થાયં છેઃ આશ્રિત નિરાધારને હણવામાં મહાન્ પાપ લેખાય છેઃ માટેજ તું આજે મારા હાથથી જીવતો જાય છે. માટે કંઇ પણ લવારો કર્યા વિના ચાલ્યો જા.

પ્રભાઃ ( ગળતે આંસુડેઃ ) પિતાજી, પિતાજી ! આ શું ? મેં કશો અપરાધ નથી કર્યો.–સન્નીતિના પુનિત-પંથને છોડી અનીતિના અનિષ્ટ પંથે પાય નથી ધર્યો–છતાં આપની દૃષ્ટિએ હું કેમ અપરાધી ઠર્યો?–પિતાજી, હું તદ્દન પવિત્ર છું.–તદ્દન નિર્દોષ છું.

ચન્દ્રઃ ગંભીરમાં ગંભીર ગુન્હો કરી હજી નિર્દોષ હોવાનો દાવો કરે છે ? મારા કુળમાં કલંક લગાડવા જેવું કરી–મને ભરમાવવા તારી ખુની આંખોમાં આંસુ ભરે છે ? ઓ નીમકહરામ, તેં કર્યું છે ઘણું નીચતાભર્યું કામઃ

પ્રભાઃ પિતાજી, આ આપ શું બોલો છો ? આકાશ તૂટી જાય, પૃથ્વી ફાટી જાય, પણ આ પ્રભાકરને હાથે નીચ કામ ન જ થાયઃ

ફરી આકાશને અવનિ મળીને એકતા ધારે.

કદી વારિ અને અગ્નિ મળીને મિત્રતા ધારે–
કદી સૂરજ નિશાના નાથની ગરજ સતકારે,
કદી વાયૂ વિલિન થઇને ભયંકર સ્તબ્ધતા ધારે–
આ દેહમાંને રોમેરોમે આગ ઉન્હી છો બળે,
તો પણ પ્રભાકરની મતિ ના પાપના પંથે વળેઃ

**ચન્દ્ર:** તારા પાપીના કપટી શબ્દોથી હવે મને સંતોષ થવાનો નથી. તારા મલિન મૂખમાંથી નિકળતા માયાવી શબ્દોથી મારો રોષ જવાનો નથી. પિશાચ, શયતાન, કાળમુખા–ચાલ્યો જા.

**પ્રભા:** શિરછત્ર–આશ્રયદાતા,

**ચન્દ્ર:** ( બોલતો અટકાવીઃ ) અરે રાક્ષસ–અહિંથી દુર ખસ કહું છું કે મારૂં ઘર છોડીને ચાલ્યો જા.

**પ્રભા:** ( ગળતા આંસુડેઃ ) પણ પિતાજી હું કયાં જાઉં ?

**ચન્દ્ર:** આખી દુનિયા પડી છેઃ

**પ્રભા:** ( હાથ જોડીઃ ) પણ દુનિયામાં તમારા સિવાય મારૂં કોઈ નથી.

**ચન્દ્ર:** તો દરીયામાં જાઃ–જહેનમની ખાડીમાં જા–પણ મારા ઘરમાંથી તો આજ ઘડીયે દૂર થા.

**પ્રભા:** ( પગમાં પડીઃ ) પિતાજી પિતાજી, આ બાલકને માફ કરો, હૃદયને શાંત કરોઃ સંતાનના દોષો વડીલોએ ક્ષન્તવ્ય ગણવા જોઇએઃ

**ચન્દ્ર:** તારો દોષ અક્ષન્તવ્ય છેઃ તને દુર કાઢવામાં જ સલામતી છે.

**પ્રભા**: મારો દોષ જણાવશો ?—

**શન્દ્ર**: મિથ્યા વાક્પટુતા જવા દેઃ તારા પ્રપંચી શબ્દોથી હું ફસાનાર નથીઃ તારા બનાવટી ચ્હેરાથી હું દયા લાવનાર નથી—

**ચન્દ્ર**: હું પરમાત્માની સાક્ષીએ કહું છું કે મારા હાથે દોષ નથી થયો.—સભ્યતાનો ત્યાગ કરી હું અસભ્ય નથી થયોઃ છતાં પણ આપની દૃષ્ટિએ હું ગમે તેવો નીચ પતિત, પણ દુનિઆની દૃષ્ટિએ હું આપનો આશ્રીત. મારો પરિત્યાગ આપને ન છાજેઃ

**ચન્દ્ર**: સાધુના વેષમાં છૂપાયલા શયતાન—! તારે છે કે નહિ નાક કાન ?—એક વખત કહેવામાં નથી સમજતો ? ચટ્ટ ટક મુકીને ચાલ્યો જા.

**પ્રભા**: ( કંપતા કંપતા )

આજ્ઞા તમારી માનીને આજે જુદો હું થાઉં છું,
જ્યાં ભાગ્ય મારૂં લઇ જશે ત્યાં તાત ચાલ્યો જાઉં છું,
આભાર માનું આપનો જતાં પહેલાં તાતજી,
ગુન્હા કરેલા હોય તે સહુ માફ કરજો માતજી—

( અસુયાને પ્રભાકર નમે છેઃ અસુયા આડું જોઇ જાય છે. પ્રભાકર, લથડતા પગે ચાલ્યો જાય છેઃ )

**ચન્દ્ર**: ( શાંત ચ્હેરેઃ ) તારા કથનમાં વિશ્વાસ થયો તે તારા મધુરા પ્રેમને ખાતર.

**અસુ**: ( હાવભાવથીઃ ) આ દાસી પણ એજ સ્નેહને વશ

થઈ તમારી પાછળ ભાન વગરની થઇ ભટકયા કરે છે–ખાનપાનને વિસારી તમારા સ્નેહનોજ ચારો છે– આંખને આનંદી બનાવનાર બાગબગીચાને છોડી મારૂં મન રાત દિવસ પ્રેમવનમાંજ ફરે છે.

ચન્દ્રઃ શાણી બસ કરોઃ સ્નેહની સરિતામાં છેક ઉંડા ન ઉતરોઃ

ચન્દ્રઃ –ગાયન–

" વા....રિ ઉંડા..છે બહુ..સ્ને..હના હો વ્હાલી, મ્હારી–

" જોખમ ઝાઝા છે તેમાં દે..હનાં રઢિયાળી, પ્યારી–વારિ.

અસુઃ " કહે ડૂબશે ત્હેમાં મ્હારી,

ચન્દ્રઃ " નિકળવું તો થાશે ભારી–

અસુઃ "છેલ્લી ઘડીયે હું લેવા શ્વાસ ઇચ્છું સે..વ તમ્હારી–વારિ"

( બન્નેનું જવું )

---

## ચતુર્થ દશ્યઃ

સ્થળઃ રસ્તો.

પાત્રઃ પ્રભાકર અને પુષ્પાઃ

( પડદો ઉપડતાં પ્રભાકર કંગાલ વેશે રસ્તા પર ગાતો દેખાય છેઃ )

પ્રભાઃ –ગાયન–

( ભેરવીધૂનઃ )

" કષ્ટ અભ્ર શિર....પર ઘે....ર્યું..છે......

" હૃદય બા..ળ છે........રડી....રડી......

" વિશ્વ અતિ....વં ભય....કાર..જણાયે
" જઉં મ્હો....ત મા....રગે....ચડી....ચડી—( ૨ )

—સાખી—

" સંતાપતાપ દહે મને દાખું કોની પાસ ?–
" દુઃખ ઘેલા હૃદયમાં મરવાની અભિલાષ:
" વિ....શ્વ વિષે...થી અળગો ....થાતાં....
" પૂષ્પા..નડતી ........ઘડી....ઘડી—વિશ્વ.'

( ગાયન પૂર્ણ થતાં પુષ્પા સ્કુલેથી આવતાં અહિં મળે છે: )

પુષ્પા: ( પ્રભાકરની આંખમાં આંસુ જોઇને–)
મમપ્રાણુના આધાર આ ઉભરાય નેત્ર નીર શું–!
શું તાતજી ગુસ્સે થયા, કે માતજી બોલ્યા કશું ?

પ્રભા: ( દુઃખિત સ્વરે. )
પ્રેમાળ પૂષ્પા, હાય મ્હારૂં પૂણ્ય પરવારી ગયું,–
દોષ કોનો છે નહિ કરમે લખેલું તે થયું–

પુષ્પા:–( વિનિત સ્વરે: )
પાયે પડી માગું પ્રભુ, છોડી મને જાશો નહિ,
દુઃખની ભભકતી આગમાં હોમી મને જાશો નહિ–
ટકે છે પ્રાણ પિંજરમાં તમારા સ્નેહની આશે–
તિરસ્કારી જશો તો સુંદરી આ જીવની જાશે.

પ્રભા: બાળા, તમે મુજમાટ અંતરમાં દુઃખી થાશો નહિ,
પાછો ફરૂં હું ના કદી તસ્દી તમે લેશો નહિ:

પુષ્પા: જાવું ઘટે ના આપને આ દાસીનું જીવન હરી,

હું હાથ જોડી વિનવું પાછાં વળો કરૂણા કરી;
તમવિણ મને ગમશે નહિ તમવિણ દિલાસો કોણ દે ?
દિલનો વિસામો એક છે શું તેમ પણ જાતો રહે ?–

પ્રભા: નિર્દોષતાની મનહર મુર્તિ, નાહક જીદ કેમ કરે છે ? –આંખમાં આંસુ કેમ ભરે છે ?–તને રડતી જોઇ મારૂં હૃદય બળી જાય છે–મારા જીગર પર વજ્રનો આઘાત થાય છેઃ

પુષ્પા: ત્યારે મને શા માટે ત્યાગી જવાય છે ? માધવીલતાને આશાજળ પાઇ જીવતી રાખી છે ! તેનોજ આખરે કેમ જીવ લેવાય છે ? મને રડતી જોઇ તમારૂં હૃદય બળી જાય છે એ તમારા શબ્દો ખરા છે કે કહેવાના છે એ સમજવામાં મને શંકા થાય છે.

પ્રભા: મારા હૃદયસિંહાસનની પવિત્ર દેવી, તને વિશ્વાસ ન આવતો હોય તો મારૂં હૃદય ચીરીને જોઇ લે કે તારાથી દૂર થતાં તેની કેવી સ્થિતિ થાય છે ? પણ શું કરૂં ?–આશ્રયદાતાની આજ્ઞા પાળવી એ મારૂં કર્તવ્ય થાય છે– !

પુષ્પા: એ કર્તવ્ય બજાવવા જતાં એક આશાવંતી–ઉછળતી યૂવતીનો વિનાશ થાય છે.

પ્રભા: પુષ્પા, તું દેવી છે. તારો સ્નેહ મારા તરફ અનહદ છે. તને લાગે છે કે તારા સ્નેહની મને કિંમત નથી; પણ એ તારો ભ્રમ છે. તારા સ્નેહની મને

પુરતી કલ્પના છે: જો તને સૂખી કરવાનો માર્ગ મારા હાથમાં હોત તો તને જરૂર સૂખી કરતે, પણ હું લાચાર હોવાથીજ—હું તદન નિરૂપાય હોવાથીજ—તને શાંતિ આપી શકતો નથી: આપણે ખરેજ હતભાગી છીએ.—દુ:ખની ચિત્તામાં દગ્ધ થવાજ સરજાયા છીએ.

**પુષ્પા:** અને એ દુ:ખની ચિત્તામાં તમે ઘી હોમી વધારો કરો છો: જે સ્થળમાં મારા પ્રાણપ્રભાકર હોય તેજ સ્થળમાં આ હતભાગિની રહી શકશે: પ્રભાકર, પ્રભાકર મને તરછોડી તમે કયાં જવા માગો છો ?

**પ્રભા:** જ્યાં ભાગ્ય લઇ જાય ત્યાં: તું શાંતિ અને સંતોષમાં રહીને જગતના અજબ રંગોને નિહાળજે: મારી આશિષ છે—મારી અભિલાષા છે—કે તારૂં જીવન વૈભવ વિલાસમાં ગાળજે: દેવી, મને જવા દે. મારૂં જે થાય તે થવા દે:

**પુષ્પા:** નયનનું તેજ જાવાથી જગતના રંગ શા જોવા ?
હૃદયનો સાર જાવાથી વિલાસો વૈભવો કેવા ?
જીવનનું સત્વ છે નહિ તો પછી સંતોષ છે શાનો ?
પ્રભાકર દુર થાવાથી કમળ શું ગાય છે ગાનો ?
સદા સંતોષને શાંતિ સમાયા છે સમિલનમાં—
નથી કૈં સૂખ કે શાંતિ થવાની ઘોર અમિલનમાં.

**પ્રભા:** પુષ્પા, ઇશ્વર ઇચ્છા હશે તો આપણું ભવિષ્યમાં જરૂર મિલન થશે: તું દિલગીર ન થા.

રોમાં ખરે આશા નવી સ્વપ્નો નવા વદનો નવા,
વર્ષો અજાત બધા તણી નહિ ભોગવી એવી મઝા;-
તારા હૃદયના શોક કેરા શ્યામપટને ભેદશે,
માનીશ પછિ તું તોય તારા નયન અશ્રુ સુકવશેઃ

દુઃખ શોકથી જીવન ભરેલું હાલ છે તારૂં બહૂ,
ભાગ્યનો પલટો થતાં થાશે પરિવર્ત્તન સહૂ.

પુષ્પાઃ મારા નયનથી તમે એક પળ દુર થતાં પણ મને કેમેય થાય છે–મારા પ્રાણ તમારા પ્રાણમાં લીન છે. તમારા જીવનમાં મારૂં જીવન તલ્લીન છેઃ જેમ જળ અને મીન છે:

કોકિલ ચાહે આમ્રને ને જ્યમ બપૈયા મેઘને–
ચન્દ્રને ચાહે ચકોરી યમ આમુના વેગજ
મિનવારિને ચહે છે જેમ આ જગમાં સદા,
હું તેમ ચાહૂં આપને–પ્રાણ મારા સર્વદા;
ધાત્રી સ્તવે મેઘને ગોપી સ્તવે ગોવિંદને,
પાર્વતિ શિવને અને ચાહે શચિ દેવેન્દ્રને.
સીતા રઘુવિરને ચહે છે જેમ એકજ દષ્ટથી
તેમ એક દષ્ટ થકી ચહું છું નાથ તમને કષ્ટથી
માટે પિયૂ, નિર્દય બનીને ના જાવ ત્યાગી મને
આધાર વિણ દાસી તમારી કેમ ધરશે જીવનને ?

—ગાયન—

પ્રભા: " સ્નેહ ભરીઓ સુંદરિ લલના,
વિદાય આપો સ્નેહ ભરી....
પુષ્પા: " નાથ ન જાઓ છોડી અને
કહું પાય પડીને કરગરી....સ્નેહ.
પ્ર: " પરમાત્માની ઈચ્છા માની
રેજે ઉરમાં ધૈર્ય ધરી,
પુ: " નાથ ન જાઓ મૂકી રઝળતી
નાર તમારી આશ ભરી—સ્નેહ.
" દુઃખિયારી હું વ્હાલ વિના તમ
કોની પાસ રહીશ કરી,
" એમ છતાંય જો જાવુંજ હોય તો—
" જાઓ બાળા પગે કચરી—(૨)...."

( પુષ્પા. પ્રભાકરના પગમાં પડે છેઃ પ્રભાકર ચાલ્યો જાય છેઃ )

પુષ્પાઃ ( થોડીવારે જાગ્રત થઇઃ ) હા....ગયો..મારા હૃદયનો ચિરવીશ્રામ ગયો. આશાના અંકૂરેનો અકાળે નાશ થયોઃ હૃદયાકાશનો ચમકારા મારતો પૂર્ણ પ્રભાકર અદૃશ્ય થયો. આશાઓ આપી–નિરાશા–કાપી હૃદયમાં ચાંપી અંતે દગો કર્યો....પ્રિય પ્રભાકર, તમે આટલા કઠોર કેમ થયા ?—શું એકલા રહેવાની ઉત્કંઠાવાળા થયા ? મારા હૃદયનાં અધિશ્વર, તમારા વિના મારા

દિવસો કેમ જાશે ? સંતમ પુષ્પા શાંતીના દીલાસા મેળવશે કોની પાસે ?—

—ગાયન—

પુષ્પા: " મા....રા હૃદય રાજના પ્રીય અધીશ્વર........
" પ્રીતિની દોરી શું કાપી ગયા–!–(૨)
" વીયોગીની....બના....વી પ્યારા–!
" ઇચ્છિત મારગ માપી ગયા–?–મારા.
" વિના જળે જ્યમ મત્સની દશા,
" આપ વિના ત્યમ મારી એ દશા;
" પ્યા....રા અંતર પૂષ્પના ભોગી મધુકર........
" તી....ક્ષણુ ડંશ શું આપી ગયા–!–મારા.."

( –ઘર તરફ જવું– )



## પંચમ પ્રવેશઃ

### સ્થળઃ ચન્દ્રમણિનું મકાનઃ

પાત્રઃ અસૂયા—ચન્દ્રમણિ—અને પૂષ્પાઃ

( પડદો ઉપડતાં અસુયા પલંગ પર પડેલી દેખાય છેઃ )

અસુઃ ( ઉભી થઈ સ્વગતઃ ) નારીની જાતને પહોંચી વળવા પુરૂષની શી તાકાત છે? નારીની જાળમાં પુરૂષ ન ફસાય એ તે વળી કયાંની વાત છે? નારી જે ચાહે તે કરે. જ્યાં સ્નેહનાં વર્ષણ હોય, ત્યાં લોહીના તર્પણ થાય....મહાન્ ઋષિ મુનિયોનાં હજારો વર્ષોનાં પ્રચંડ તપો નારીયે ચળાવ્યા છે. યુદ્ધભૂમિમાં હજારો વીર યોદ્ધાઓનાં લોહી પણ નારીયે ચલાવ્યા છે.

વિદારી સૂખને વાદળ વિપદનું લાવનારી છે,
ભોળા જગતની એક વિષમાકાર નારી છે.
નારી તણું ઉરમાં યદિ આવેશ આવી જાય છે,
તો વિશ્વમાં ઉત્પાત કાચી એક ક્ષણમાં થાય છે.

બિચારા નિર્દોષ પ્રભાકરને મારા ચારિત્રબળે ઘર છોડવું પડયું. એક કંટક દૂર થયું. હવે પૂષ્પા દુઃખમાં હોમાય એવો ઘાટ થાય તો શાંતિ સીંચાય. પેલા વેશ્યા-

બિહારી છેલશંકર સાથે પુષ્પાનાં લગ્ન થાય તો ધારણા પૂરી થાય: (દૂરથી ચંદ્રમણિને આવતા જોઇને-) હા. એ આવતા જણાય છે: ચાલ પ્રસારૂં કપટની જાળ-અહા! પ્રાણેશ, તમે ખરેખર મને મોહિની લગાડી છે.-અંતરમાં સ્નેહની અજબ જ્યોત્ત જગાડી છે: ખાતા પીતા સર્વે ક્રિયામાં તમારી મોહક મૂર્તિજ નજરે પડે છે: (અહિં ચંદ્રમણી આવે છે: પ્રેમ જોવા નેપથ્યમાં છૂપાય છે:) નિદ્રામાં પણ નાથ, તમારાજ ભણકાર થાવ છે-હૃદય સાગરમાં વિચાર લહરિયો પણ તમારા નામનીજ ડોળાય છે:

ચન્દ્ર: (પ્રકાશમાં આવતાં-) શાણી, મારા હૃદયમાં પણ તારા સ્નેહનીજ સૌંદર્યતા ઉભરાય છે:

—ગાયન—

અસુ: " હૃદયા.. શ્રૂમય પૂ.. ષ્પકલિ....થી-(૨)
" પૂજું પ્રાણ ધા....ર પ્રે....મે પૂ....જું પ્રાણાધાર:
" પાવ ચૂમું તવ પ્રમાણ રસિ...લા,
" સીંચો સુધા..થી સહચરિણી આ-
" આશાના..આ ધા ર....પ્રે....મે. પૂજું..

—સાખી—

" આ જીવન સંસારમાં મહાલનારા હંસ,
" ગીત પ્રણયના ગૂંજવો કેશરબીના કંથ.
" હૃદય હારે પ્રિયતમ મમ મનહર,

" પ્રણય રસ રેલાવો રસેશ્વરઃ
" મ્હારા મંગલ કા ર.. પ્રે....મે..પૂર્યું. "

**ચન્દ્ર:** વાહરે મારી બુલબુલનાર, તમે તો ઉછાળી-રંસની ધાર.

**અસુ:** આજે કેમ મોડું થયું છે દીલદાર !

**ચન્દ્ર:** વ્હાલી, તારા પ્રેમ પિંજરમાં પુરાઇ ગયા, એટલે શું પરતંત્ર થયા ?

**અસુ:** એમ કેમ બોલો છો ? હું તો સહજ પૂછું છુંઃ

**ચન્દ્ર:** માર્ગમાં પેલા કાંતિલાલ શેઠે રોકવાથી મને સ્હેજ મોડું થયું છેઃ

**અસુ:** એમની સાથે શિ વાતચિત થઇ ?

**ચન્દ્ર:** તેમણે પોતાના પુત્ર છેલશંકર માટે આપણી પુષ્પાના હાથનું માગું કર્યું-પણ-

**અસુ:** પણ શું ?

**ચન્દ્ર:** પણ એના માગાનો મેં અસ્વીકાર કર્યો.

**અસુ:** એવડા મોટા નગરશેઠના માગાનો આપણાં જેવાથી અસ્વીકાર થાય ?

**ચન્દ્ર:** ત્યારે શું દીકરીને દુઃખમાં નંખાય ?

**અસુ:** કાંતિલાલ ગૃહસ્થને ઘેર પુષ્પા જાય, તો શું દુઃખી થાય ?

**ચન્દ્ર:** ઘર તો ખાનદાન છે...પણ વર નાદાન છે..

**અસુ:** સ્ત્રી પુરુષને સન્માર્ગે ચઢાવી શકે છેઃ જો પુષ્પા ધારશે તો છેલશંકરને જરૂર સુધારશેઃ

ચન્દ્રઃ અસંભવઃ

અસુઃ નાથ, તમારી ભૂલ થાય છે. પુષ્પાનું જ્ઞાન મને તેજ જણાય છેઃ

ચન્દ્રઃ તારા આટલા આગ્રહનું કારણ ?

અસુઃ (છણકો) કારણ તે વળી શું હોય ?

ચન્દ્રઃ (લટુ બનતાં) વ્હાલી, છણકાં કેમ કરે છે ?

અસુઃ (દુર હઠતાં–) દુર રહો....

ચન્દ્રઃ દુર રહો કેમ ?

અસુઃ એમ...મારા વિચારને માન ન આપવું, અને પ્યાર કરવા દોડી આવવું એ રીત હું ચલાવનાર નથીઃ હું આજેજ પિયર ચાલી જઇશ. (જવા માંડે છેઃ)

ચન્દ્રઃ અરે અરે, તું ક્યાં જાય છે ? જરા વારમાં કાં રીસાય છે ? તું કહે તે કરૂં. પછી કાંઇ ?

અસુઃ મને જવાદો. (ખેંચાખેંચ)

ચન્દ્રઃ તું જાય પછી મારૂં શું થાય ? તું દૂર હોય અને હું સુખે રહી શકું એમ તું માને છે ?

અસુઃ આ સ્વાતંત્ર્યના વર્તમાન જમાનામાં મારા વિચારોને માન આપતા જાઓ એટલે સાથીજ છું.

ચન્દ્રઃ કહે તારી શું ઇચ્છા છે ?–શું વિચાર છે ?

અસુઃ (સ્વગતઃ) બસ બેડો પાર છે. (પ્રકાશઃ) કાંતિલાલ શેઠને કહી આવો કે તમારા માગાનો સ્વીકાર છેઃ

ચન્દ્રઃ પણ પુષ્પા માનશે ?

અસુઃ તો કયાં સૂલામાં જશે ? દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાયઃ

ચન્દ્રઃ માવતરે લગ્ન કરી દૂર રહેવાનું હોય છે, જ્યારે સંતાનોએ પોતાનું જીવન ગાળવાનું હોય છે. માટે લગ્ન જેવા મહત્વના વિષયમાં સંતાનોની સંમતિની વિશેષ જરૂર છે.

અસુઃ તો પુષ્પા કયાં દૂર છે ? હું તેને હમણાંજ બોલાવું છું: તમે જાઓ નગરશેઠને ઘેરઃ

ચન્દ્રઃ વ્હાલી, તારા પ્રેમને આધિન થઇ હું જાઉં છું. જે તારો વિચાર તે મારો વિચાર. હવે કાંઇ રહ્યો છે સંકોચ મારી માનીતી નાર ?

અસુઃ ના. પધારે ભોળા ભરથાર.

(ચંદ્રમણિનું જવું)

અસુઃ (સ્વગતઃ) વાહ, અસૂયા ? તારા મનની બન્ને ઉમેદો પાર પડે છે. હા. પણ જાઉં કેવળી એ છોકરી આ બાબતમાં કેટલી નડે છે ? પૂષ્પા, પૂષ્પા— (બૂમ મારે છે.) (પુષ્પા આવે છેઃ)

પુષ્પાઃ આવી માજી. શી આજ્ઞા ?

અસુઃ આજે એક બાબતમાં તારો વિચાર જાણવો છે.

પુઃ કહો.

અસુઃ જો. તારૂં વેવિશાળ પેલા છેલશંકર જોડે નક્કી કર્યું છે. તારી સંમતિ છે ને ? (પુષ્પા મૌન રહે છેઃ)

અસુઃ બોલ, બોલ, તારી સંમતિ છે ને ?
પુઃ માજી, એ કજોડું થશેઃ
અસુઃ તું તેર વર્ષની છે. તેની ઉમ્મર સોળ વર્ષની છે.
બોલ ક્યાં છે કજોડાને સ્થાન ?
પુઃ વયમાં નહિ પણ ગુણમાંઃ
અસુઃ તેના ગુણ કેવા છે?

અનાચારી મહા વેશ્યા વિહારી પાપનો આકાર છે,
ભયંકર ભોગ લોલુપને પાખંડનો આગાર છે.
નીર્લજ નીતિઘાતક અને વિલક્ષણ છે વ્યભિચારી,
ધુરંધર ધર્મધ્વંશકને પ્રબળ છે તેહ જુગારી.
હું રાંકડી બાળા અને તે દુષ્ટ છે ભારી,
એવાની સાથમાં શું જાય સૂખ જીંદગી મારી ?

અસુઃ લાંબી ચોડી વાતો જવા દેઃ તારે તેના ઘરનું પાણી ભરવુંજ પડશેઃ
પુષ્પાઃ એવા મિથ્યા દુરાગ્રહને છોડી દ્યો.
અસુઃ હવે છાની મર છાની–
પુઃ જ્યાં મારા જીવન પર કાપ મૂકાય, ત્યાં મારાથી છાનું કેમ રે'વાય ? દુરાગ્રહના ભારમાં દબાઇ, અદેખાઇની આગમાં દઝાઇ આ કુસુમકળીને કરમાવવાનું પાપ ન કરોઃ આ પામર પંખિણીને–હતભાગ્ય હરણીને ગુણવાન લાયક નરને સોંપી લગ્ન નામનું સાર્થક કરો.
અસુઃ એટલે ?

પુઃ સરખા વય-ગુણ અને વિચારો વિના જીવન કલેશમાં જાય છેઃ એકમેકથી પ્રતિકૂળ હૃદયોમાં કદી પ્રેમ ઉત્પન્ન થાય છે ? અને પ્રીતિ વિનાનાં લગ્ન શું સુખી નિવડે છે ?

— ગાયન —

" પ્રીતિ ભરેલું લગ્ન છે તે લગ્ન સાચું નામ છે,
" પ્રીતિ વિનાનું લગ્ન તે નહિ લગ્ન પણ બદનામ છે;
" સૂખમય બનાવે જીંદગી જો લગ્ન પ્રીતિથી ભર્યું,
" ઝેરી બને છે જીંદગી જો લગ્ન પ્રીતિવણ કર્યું.
" પત્નિ પતિના હૃદયમાં સત્પ્રેમજો ઉભરાય છે,–
" નામ સાચું લગ્ન કેરૂં તોજ સાર્થક થાય છે !–"

અસુઃ ચૂપ થા. કુલાંગાર છોકરી, ચૂપ થા. મારી સામે હવે એક પણ શબ્દ બોલી છે, તો તારી જીભજ ખેંચી કાઢીશ. ( તમાચો ) સમજી ?

પુષ્પાઃ માજી, સંતાનનાં સુખ તરફ દૃષ્ટિ રાખવી એ માવતરની પ્રથમ ફરજ છેઃ

અસુઃ એ ફરજનો મેં બરાબર અમલ કરેલો છે–તારા સૂખનો મેં સંપુર્ણ વિચાર કરેલો છેઃ

પુઃ માફ કરજો, તમારા હૃદયમાં અદેખાઇનો કીચડ ભરેલો છે.

અસુઃ હવે તું હદ બ્હાર જાય છે.

પુઃ માતા જ્યારે હદ બહાર જાય,–ત્યારે પૂત્રી પણ હદ બહાર કેમ, ન જાય ?

અસુ: મેં તો મારા ધર્મ પ્રમાણેજ કર્યું છે.

પુષ્પા: મારી જીંદગીમાં હળાહળ ઝેર ભર્યું છે. ઉધરેલ અને છકેલ વરરાજાને બાળકી સોંપવી એ ધર્મ,— કુસુમ કન્યા, દુષ્કર્મનાં ઈજારદારની સાથે ઓઢવી દેવી એને તમે ધર્મ સમજો છો? ધર્મની સત્ય વ્યાખ્યા સમજ્યા સિવાય ધર્મ-ધર્મ કહી કૂદી પડવું એ એક જાતનો ઉન્માદ છે:

અસુ: લૈ, ત્યારે લેતી જા:

( બે ચાર લાત મારી અસુયાનું જવું: )

—ગાયન—

પુષ્પા: " માતા મારી વહૂ શું તુજને કેવું જોયું ઘર મારૂં,–
" કન્યા કેરી ઘાત કરી છે એમ કહે છે મન: મારૂં.
" સંતાનો પર સ્નેહ ન રાખે અંતર નિર્દય ભારે,
" પોતાના દુષ્ટો દોષોમાં કાર્ય કરે છે અવિચારે–
" માબાપોએ ખરા નહિ છે દુશ્મનથી ભુંડા ભારે,
" પડો નરકમાં માબાપોએ એ આશિષ દેવી મારે."

( પડદો પડે છે: )

## ષષ્ઠમ દશ્ય:

### સ્થળ: ચટપટનું મકાન.

પાત્ર: ચટપટ, ખટપટ અને રસિકા:

( રસિકા સાથે ચટપટ પ્રવેશ કરે છે એવી રીતે સીન શરૂ થાય છે: )

ચટ: અલિ, સાંભળે છે?

રસિ: શું સંભળાવો છો? તમારૂં કપાળ!

ચટ: આમ વાત વાતમાં ગાળ-(જરા વિચાર કરી)- પણ સ્ત્રીની ગાળ ઘીની નાળ:

રસિ: શું સંભળાવવા આવ્યા છો?

ચટ: પેલા નટખટલાલે તેની સ્ત્રી સારૂ દશ હજારના દાગીના લીધાં કેવી બેવકૂફાઇ!

રસિ: તેમાં શાની બેવકૂફાઇ: લક્ષ્મી મળી તો મોજશોખ કરવાજ જોઇએ: તમારા જેવા જગતના ખુણેખાંચરે કોઇક જ લોભીઆ અવતરે છે-જે રાત દિન દ્રવ્યની ચોકી કરે છે: હા, પણ આજે મારી નોટીસ ખલાસ થાય છે, તેનું કૈં ભાન છે?

ચટ એવા ભાન રાખી હું દોલત ઉડાવી દઉં એવો ગમાર નથી સમજી?

રસિ: તમારૂં હૃદય પરમાત્માએ કેવું ઘડયું છે એ કાંઇં સમજાતું નથી.

ચટ: એ જ સારૂં છે. મને તો બસ કલ્હારપૂજન જ પ્યારૂં છે.

રસિ: ત્યારે આ દિલ તમારાથી આજથી ન્યારૂં છે.

ચટ: મને તો બસ કલ્હારપૂજન જ પ્યારૂં છે:

—ગાયન—

રસિ: " મ્હેં તો માણ્યો.. ન શૉખ પિયા તારા ઘરમાં. (૨)
" કહું શું કથી, બંગડી નથી મ્હારા એ..કે કરમાં–પિટયા.
" સમજાવ્યો સમજે નહિ ને કાં ગાંડો બને છે જરમાં–
" લ્હાવ લીધો નહિ કોઇ દિનમેં આવી તારા ઘરમાં....પિ.

ચટ: " રોજ માથાકૂટ આવી કરતા કૈં શરમા,

રસિ: " ફેર શું જોવો તારામાં ને ચાર પગાળા ખરમાં...પિટયા "

રસિ: ઓ લાલીલાલ, મને ઘરાણાં લાવી આપ હાલ.

ચટ: લાવી આપશું:

રસિ: ક્યારે ? એક માસની અંદર ?

ચટ: વધો

રસિ: બે માસની અંદર ?

ચટ : સ્હેજ વધો.

રસિ: છ માસની અંદર ?

ચટ : જરા વધો:

રસિ: એક વરસની અંદર ?

ચટ : હજી સ્હેજ વધો.

રસિ: પાંચ વર્ષની અંદર ?

ચટ : જરા વધી જાઓ:

રસિ: શું દશ વર્ષની અંદર ?

ચટ: હવે એક મીંડાની જ વાત રહી. મીંડુ ચડાવી દો કે બસ ફત્તેહ:

રસિ: ત્યારે એમ જ કે તમારા સો વરસ પુરા થાય ત્યારે.

ચટ : બરાબર વાત:

રસિ: લોભીલાલ, તમારૂં ધન કોણ ખાશે ? જીવતા જમ સમાન લક્ષ્મી સાચવો છો, એ ઉપરથી જણાય છે કે મૂવા પછી પણ સર્પ થઈ સુખે ખાવા નહિજ દો.

ચટ: રાંડની છોકરી, તારા ધણીને તું મરી ગયેલો જોવા માગે છે ?

રસિ: હા. હવે મારે ને તારે શું લાગે છે ? હું તો મારે આ ચાલીઃ

(જવા માંડે છેઃ)

(ચટ પટ હાથ પકડી રાખે છેઃ)

રસિ: મને કેમ ઝાલી ?

ચટ: મારો હક્ક છે.

રસિ: એ હક્ક હવે ઠોકર ખાશે. આ રસિકા હવે બીજાની થાશે.

(ખટપટ આવે છેઃ)

ખટઃ ડીઅર, ગુડ મૉર્નિંગ—

ચટઃ અરે ગુજરાતી રંગભૂમિપર ઇંગ્રેજી ભરડવું રહેવા દ્યો.

ખટઃ જમાનો આગળ વધતો જાય છે.

ચટઃ મારૂં બોલવું કાંઇ સંભળાય છે?

ચટઃ યસ. યસ. યસ.

ખટઃ હવે ગુજરાતીમાં ભસીમરને?

ચટઃ હા. હા. હા.

ખટઃ તો અમારી એકાંતમાંથી વંજો માપોઃ

રસિઃ તમને કૈં માણસનું ભાન છે? શું વંજો માપો? આવનારને જરા માન તો આપો.

ખટઃ (સ્વાગતઃ) લાગ બરાબર છેઃ કૈંક યૂક્તિ કરી આ મુફ્લિસને અહિંથી ગેરહાજર કરવો જોઇએઃ પ્રકાશઃ) મીસીજ ખટખટલાલ, તમારી એકાંતમાં મારા જેવા ગ્રેજ્યુએટનું આવવું ઘણીજ અગત્યથી થયું છેઃ

ચટઃ કરી નાખોઃ

ખટઃ કૈંક કમાઈ દેવા આવ્યો છું. તમને બે પાંચ મળે એવા સમાચાર લાવ્યો છુંઃ

ચટઃ આવો આવો દોસ્ત, મને માફ કરજો હો—તમારૂં જરા અપમાન થયું છેઃ

ખટઃ અમારા જેવા ગ્રેજ્યુએટો માન અપમાનને કયાં મહત્વ આપે છે? કારણ કે જમાનો આગળ વધતો જાય છેઃ

ચટઃ પણ કહે ભાઈ, શું છે કમાઇ?

ખટઃ પેલા નટખટલાલે આપને અત્યારેજ બોલાવ્યા છે.-ઘર ગીરો મૂકી મોટી રકમનું વ્યાજ આપીને તેમને નાણાં લેવા છે.

ચટઃ વ્યાજ બરાબર આપશે?

ખટઃ હા. જેમ માગશો તેમ:

ચટઃ એમ? ત્યારે હું જરા ત્યાં જઇ આવું. તમે અહિં બેસો:

ખટઃ નહિ.

ચટઃ કંઇ વાંધો જણાય છે?

ખટઃ હા. જમાનો આગળ વધતો જાય છે. નર જાતિને નારી જાતિ બે એકાંતમાં દેખાય તો અવનવી વાતો થાય છે.

ચટઃ વંચ્ચે ત્રિજી નાન્યતર જાતિ રાખું તો?

ખટઃ તે શું?

ચટઃ આ ટેબલઃ (ટેબલ મૂકે છે. વચ્ચેઃ) આ આવ્યો (જવું:)

(જતાં જતાંઃ) ભજ કલ્દારમ્ (૨) કલ્દારમ્ ભજ મૂઢ મતેઃ

ખટઃ આવો, તબીયત કેમ છે?

રસિ: આ ઉભા એમ છે.

ખટઃ જરા નજીક પધારોને.

રસિ: તમે પધારોને:

ઝટઃ આ દિલ તો તૈયાર છે. કહેવાનીજ વાર છેઃ

રસિઃ વ્હાલા—

ઝટઃ વ્હાલા નહિ.

રસિઃ ત્યારે ?

ઝટઃ ડીયર બોલીઃ આજકાલ પ્રેમમાં પડેલાઓમાં પરસ્પર ડીયર બોલાય છેઃ

રસિઃ કારણ ?

ઝટઃ જમાનેઃ આગળ વધતો જાય છેઃ

રસિઃ ડીયર, હું તમને હૃદયથી ચાહૂં છુંઃ

ઝટઃ એમ ત્યારે અમે તો હૃદયથી ચાહનારાને હૃદય સાથે જડી દેશું–હૃદયથી ચાહશે તેનાં સદા પગમાં પડી રે શું–

( પગમાં પડે છેઃ )

રસિઃ ડીયર, આ તમે શું કર્યું ?

ઝટઃ જરાં લવનાં ટાયલાં થાય છે—

રસિઃ ડીયર, હું તમારા પર ખરેજ આક્રિન છું.

ઝટઃ અને ડીયર, હું તમારી પાસે ખરેજ દીન છું.

રસિઃ ડીયરને મારા જીગરમાં આજ સ્થાપૂ છું—

ઝટઃ તો આ હૃદયમાં આપને હું સ્થાન આપું છું.

રસિઃ આ દીલના આરામ હું તો આપ લેખું છું—

ઝટઃ તો નાન્યતર જાતિ વચ્ચેથી દૂર ફેંકું છું.

( ભેટે છેઃ ચૂંબનઃ )

—ગાયન—

રસિ:

" આવો હૃદય સરોવર તી...ર ડી...યર હું ઓવારી છું...(૨)

ખટ:

" પાવો પ્રણય સરોવર ની...ર ડી...યર હું આભારી છું
......આવોઃ

રસિ:

" એક વિસારી બીજો ધારી પ્રણય દેવના ગાયું ગાન,
" પીજો-પાજો પ્રીતિનાં મધુરાં પાન—

રસિ:

" મેના હું તમારી તમે થયા મુજ કીર
" મુજ કીર....ડી..યર હું ઓવારી છું—આવો. "

( બન્નેનું જવું: )

---

ખટ: ( થાળી–ડંડા સાથે: ) ઇતિશ્રી " પરિવર્ત્તન " નાટક પુરાણે, ફારસ ખંડે ત્રિપૂટી સંવાદે યારીની બીમારી નામે દ્વીતીયો ધ્યાયઃ ( થાળી પીટે છે: )

## સપ્તમ દશ્ય:

### સ્થળ: શિવાલય:

પાત્ર: પુષ્પા–સાહેલીયો: મદનચંદ્ર: અને શંકરની આકાર મૂર્તિ:

( પડદો ઉપડતાં પૂષ્પા તેની સખીયો સાથે સ્ટેજપર ઉભેલી દેખાય છે: )

—ગાયન—

( રાસ: )

સખીયો: " ઉ..ગ્યો સખિ, શરદનો ચન્દ્ર રઢિ..યાળો,
" જગત રસ લ્હેરે ચડયું રે લોલ..

" ખંડ ખંડ જામે પીયૂષનો ઉછાળો,
" જગત રસ લ્હેરે ચડયું રે લોલ....

( સાખી )

પુષ્પા " નભ ભરી ચાંદની રેડતો રેલે અમિરસ ધાર,
" પૃથિવી સ્હોય હરી ભરી ઉલ્ટયો સાગર સાર.

સખિયો: " રામ રમે રામા રમણ સંગ હારે—જગત.
" તાલ રૂડા જામે નુપૂર ઝણકારે—જગત.–ઉગ્યો:—

—સાખી—

પુષ્પાઃ " રસિયા રસબસ હર્ષમાં રીઝવતાં રસનાથ,
" કલા–પ્રલાપ–મધુરતા રસ ભર એ રસ રાસ.
સખિઃ " પ્રાણ ભરી આનંદ ઓઘ ઉભરાણાં—જગત.
" વ્હાલ ભરી વામાનાં કોડ પૂરાણાં—જગત.—ઉગ્યોઃ
૧ સખીઃ અલિ પૂષ્પા, તું તો સુંવાળી બહુ–એક રાસ ગાતાં પણ તું તો ભીંજાઇ ગઇઃ
૨ સખીઃ એતો હમણાં હમણાં પુષ્પા બ્હેનનાં લગ્નની વાતો થાય છે, તેથી તેમ તે વધૂ સુંવાળા થતાં જાય છે.
૩ સખીઃ અને વળી પુષ્પાની આંખો પણ ચપળ થતી જાય છે. ગુલાબી ગાલ પર લાલી ઉભરાય છે.
૪ સખીઃ એતો કન્યા મટીને પત્ની થવાનાં પગરણ મંડાય છેઃ
પુષ્પા બ્હેનો, મારી છેડ ન કરો–દુઃખીયારીને વધુ દુઃખી ન કરો.

—ગાયન—

પુષ્પાઃ " મા..રી કરો નહિ તમે છેડ છોડો છો....કોરે સખીયો–
" મારા તનડાંમાં કે' કંઇ થાય દાઝયા ઉપર આમ શું ડામ દીધો !–મારો.
સખિયોઃ " તુજ હૃદય ભાવ નવ છૂપાવ–
" ચાલાકી તારી ના બતાવ–
પુષ્પાઃ " ભાવ ભાવ ના સતાવ,
" થાય કારી, દીલમાં ઘાવ–

સખિયો: "પ્રેમ તાજને હીપાવ લલિત લ્હાવ...વને લીચો
......મારી–"

બધીયો: અમે ન ગમતા હોઇએ તો આ ચાલ્યા: (જાય છે:)

પુષ્પા: (શંકરને નમન કરી:) મહેશ્વર, આપનાં શ્રીચરણમાં આ ગરીબ દાસી પ્રણામ કરે છે: પાર્વતિપતિ, આ દુ:ખી બાળા આપના જગદ્વંદનીય ચરણમાં નમન કરે છે: ત્રિપુરહર,–આ અનાથબાળાનું દુ:ખ દૂર કર.

(મદનચંદ્ર પ્રકાશમાં આવે છે:)

મદન: (ચાળા કરતો) બાળા દીલગીરી દૂર કરો, હૃદયમાં હીંમત ધરો: મહાદેવે તમારૂં દુ:ખ દર્દ કાપ્યું છે;– સંસારસાગર તરવા પતિ તરીકે એક ઉમદા રત્ન મેળવી આપ્યું છે:

પુષ્પા: (ચમકીને) ભાઈ, આપ અહિં શા માટે આવ્યા છો ?

મદન: એક તો શિવના દર્શન કરવાં–અને તમારા જેવા સૌન્દર્યપૂર્ણ સૂમનનું સંકટ હરવા.

(પુષ્પાનો હાથ પકડવા જાય છે:)

પુષ્પા: (સક્રોધ:) દૂર રહો.

મદન: લલના, નાહક ક્રોધ શાને કરો છો ! હૃદયમાં ઉદ્વેગ શાને ધરો છો ? હું તમને સદા સ્નેહદૃષ્ટિથી ભાળીશ –કદરદાની પૂર્વક વ્હાલનો બદલો વાળીશ: આવો: પ્રેમની મિષ્ટ પ્યાલી પીઓ અને પાઓ:

પુષ્પાઃ અરે સેવનાર વિષય વિકાર,—વ્યભિચાર છે, પાપનો સરદાર—એ પાપનો ઘણોજ ભયંકર છે—પ્રતિકારઃ

મદનઃ એ પ્રતિકારની, કંઈ નથી દરકાર—મારી વિનતિનો કરી લ્યો સત્કાર.

પુષ્પાઃ મારા કર્ણમાં સદાકાળ થયા કરે છે સન્નીતિનો ભણકાર, તેથી ભાઇ જાણી કરૂં છું દૂરથી નમસ્કારઃ

મદનઃ હવે વધુ વિવેચન જવા દો.—તમારા સૌન્દર્યમાં પરવશ થયેલા રસિકનું મન રીઝે એવી કંઇ વાત થવા દો.

પુષ્પાઃ ભાઇ, કામમાં અંધ બનીને દુષ્કૃત્યના રસ્તે ડગ ન ભરો. જીવનને અપવિત્ર ન કરો. પરમાત્માના ન્યાયી શાસનથી જરાક ડરો.

મદનઃ પરમાત્માથી ડરીને તમારા જેવું સ્વર્ગીય સુમન ગુમાવું એવો હૂં ગમાર નથી, સમજ્યા ?

પુષ્પાઃ ત્યારે તમને કયા શબ્દોમાં સમજાવવું એ મને સુઝતું નથી.

મદનઃ સુઝતું નથી એજ સારૂં છેઃ મને તો બસ પ્રેમ નામજ પ્યારૂં છે.

પુષ્પાઃ પ્રેમ પ્રેમ શું બકો છો ? પવિત્ર પ્રેમ અને વિકારી પ્રેમમાં—વિકારી પ્રેમ રીબાવી રીબાવી મારનાર હળાહળ ઝેર છે. માટે ભાઇ, વિચાર, વિષયમાંથી શું પામશો સાર ?

વિષયાંધ થઇને રાવણે પણ સાર કૈં કાઢયો નહિ,
થયો નાશ સૌ કુટુંબજન સહિત દુર્જન લેખાયો જગ મહીં;

કેઓકીચક એ ભ્રાત સાથે મ્હોતને શરણે ગયો,
લાખો જનોનો નાશ ઝેરી કામને માટે થયો.
અતિ મંદ છોડી ફંદ ખોટા ખ્યાલ કર ઉરમાં જરી,
છે ચાર દિનની જીંદગી આખર જવાનું છે મરીઃ

મદનઃ એ બધી મિથ્યા વાતો જવા દે. એવા શુષ્ક જ્ઞાનના ઘૂંટડા મારે ગળે નહિ ઉતરે–પ્યારને છોડી શાસ્ત્રીનાં ચૂંથા સમજાવ્યે કામ નહિ સરે. આ દાસ તો તારા લાવણ્યમાં દીવાનો બન્યો છે. તપેલાને વધુ તાવ નહિ–દીવાના દર્દીને વધુ દુભાવ નહિ.

પુષ્પાઃ ( સક્રોધઃ ) સદ્ધર્મ ને સન્નીતિનું સેવન કરી મનુષ્ય જન્મસાર્થક કરવાને બદલે વિષયમાં અંધ બની મનુષ્યત્વ શ્રેષ્ઠ ગુમાવનાર તારા જેવા કુળ કલંકને ફિટકાર છે. એકવાર નહિ પણ લાખવાર ફિટકાર છે. ઇશ્વરની દેવતાઇ શિક્ષા તારા જેવા પાપના અવતાર માટે સદા તૈયાર છેઃ

મદનઃ ફિકર નહિ. હું તો તારા સૌંદર્ય રંગથી રંગાયો છું. કામાનયની પ્રચંડ જ્વાળાથી દઝાયો છું. ચાલ ચતુરા, વખત ના ગુમાવ, સંતોષકારક ઉત્તર સંભળાવ–મારો જીવ ગભરાય છે. કામજ્વર નસે નસ પ્રસરતો જાય છેઃ
અમૃત ભર્યો તવ અધરને ચૂમવા હૃદય લલચાય છે,
ઓ ભામિની, હેટી હવે ક્યારે સુધારસ પાય છે?–

પુષ્પાઃ પરનારીનાં અભિલાષમાં શાસ્ત્રો કહે છે પાપ છે,

એ પાપનાં કરનારને અંતે મહા પરિતાપ છે.
પરનારીના સંગથી આયુષ્ય ઓછી થાય છે,
વિકાળ યમના દૂતના તીવ્ર પ્રહરો ખાય છે–
વિષયાંધ થઇને માનવી જે પાપ પંથે ધાય છે,
તે મ્હોત સાંપડતા નરકના દ્વારમાં અથડાય છે;

**મદનઃ** વ્હાલી તમારા સંગથી આનંદ જે દિલને જડે,
બ્હેતર પછી એ કારણે આકાશ શિર તૂટી પડે.
જોડી હૃદય આ હૃદય પર પ્યારી હવે આરામ દે,
સૌન્દર્યમય શ્યામા મને તારૂં હૃદય સુખ ધામ દે.
સ્તન પૂષ્પ સમ ખિલતા અહીં મકરન્દ થાઉં આપનો,
યૌવન વૃથા વહી જાય ત્યાંના ધાક રાખો પાપનો;
છે પાપ પૂણ્ય વૃથા સહૂ સાચા રસિલી ભોગ છે,
પ્યારી, ખરે જન સર્વને એ દેહનો ઉપયોગ છે.

( પુષ્પા મૌન રહે છેઃ )

**મદનઃ** બોલ બોલ મનમોહના, કંઈ બોલતી નથી ? મારી યાચના પૂર્ણ કર.

**પુષ્પાઃ** ઝાંઝવાનાં જળ સમાન વિષયના ક્ષણભંગૂર સુખ માટે હું કદી પણ સતીત્વનો ત્યાગ કરીશ નહિ.

**મદનઃ** તો બાળાત્કાર કરીશ:

**પુષ્પાઃ** પ્રાણ જાતાં નહિ ડરીશ–શાપ આપી ભસ્મ કરીશ.

**મદનઃ** શાપથી હું નહિ ડરૂં.

**પુષ્પાઃ** પ્રાણ જાતાં નહિ ડરૂં.

મદનઃ ફરવું પડશે.

પુષ્પાઃ ઇશ્વર વ્હારે ચઢશે.

મદનઃ ઇશ્વર શું થાય ?

પુષ્પાઃ દષ્ટિમાત્રે પ્રલય થાય.

મદનઃ અરે ભામટી, સમજ, નાહક શાને પાયમાલ થાય છે ? જરા વિચાર કર. મારી આશા સફળ કર. તને ખબર હશે કે તું અહિં એકલી છે.

પુષ્પાઃ નહિ હું એકલી નથી. મારી પાસે ધૂર્જટીનું સ્થાન છેઃ

મદનઃ કાન્તે. આમ હઠીલી શા માટે થાય છે ? અહિં તારૂં કોઇ નથી. ( પુષ્પાને પકડે છે. )

પુષ્પાઃ ( હાથ છોડાવતાંઃ ) મારો હાથ છોડો. મને ન અડો. હું મારો જીવ કાઢી નાખીશ, નાહક સ્ત્રી-હત્યા ન લ્યો. છોડી દો. ખસો.

મદનઃ અત્યારે હું દીન બની તારા પ્રેમની ભીક્ષા માગું છું. મારી ધારણા પૂરી કરઃ ( ભેટવા જાય છે.)

પુષ્પાઃ ( સક્રોધઃ ) દૂર રહે પાપી,

મદનઃ શું હું પાપી ?

પુષ્પાઃ હા. પાપી. બેશક પાપી. મહા પાપી. ઘોર પાપી.

( મદન, પુષ્પા તરફ ધસે છેઃ )

પુષ્પાઃ ( દૂર જતીઃ ) પાપાત્મા, નરપિશાચ, એટલેજ ઉભો રહે. મને અડીશ તો—

( પુષ્પાને અટકાવી મદન જોરથી તમાચો લગાવી
પાટલૂનના ખીસામાંથી તમંચો કાઢી તાકે છે. )

મદનઃ ( સક્રોધ ) બોલ હવે તું તાબે થાય છે કે નહિ ?

પુષ્પાઃ નીર નેત્રનાં મોળે ચઢે સૂર્યે શીતળતા આવશે,
અંગાર વર્ષે ચન્દ્રથી ને ના થવાનું પણ થશે.
પર્વત ચલિત થાશે કદી સાગળ સીમાને મૂકશે,
પુષ્પા તથાપિ શિયળને ના કોઇ કાળે ચૂકશે.
મેરૂ તૂટે કદી ગર્ભથી થાશે પ્રલય પૃથ્વી તણો,
ટૂકડા કરી આ દેહના કોઈ જૂલ્મ વરસાવે ઘણો,
પણ શિયળનું મોંઘું ગણાતું વ્રત જે છે સર્વદા,
જીવ દેહથી જૂદો થતાં હું તોડનારી ના કદાઃ

મદનઃ (તમંચો તાકીને– ) કુલટા, કહું છું કે તાબે થા.
મારી મરજીને માન્ય કરી સૂખી થા. નહિતર હમણાંજ આ તમંચાથી હાલબેહાલ થઇશ. પળ માત્રમાં
યમપૂરીને રસ્તે જઇશઃ

પુષ્પાઃ ( સક્રોધ– ધ્રજતીઃ )
પાષાણુમાં પછડાઇને આ તાળવું તૂટી જશે,
ખંજર તણાં ઘોંકાટથી મુજ ચક્ષુઓ ફૂટી જશે,
ગોળી તમંચાની ભલે આ છાતીમાં છૂટી જશે,
પૂષ્પા તણું શીયળ પરંતુ કોઇ ના લૂંટી જશે.

મદનઃ ત્યારે લે.

( મદનચંદ્ર, તમંચો દાબવા જાય, ત્યાંતો શિવાલયમાં

એક મોટો અવાજ થાય છે: અને એ અવાજની સાથે શંકરનું સાકાર સ્વરૂપ પ્રકટ થાય છે. ધૂર્જટીના તૃતીય ભાલ મધ્યેના નેત્રમાંથી તીવ્ર તેજની ધારા છૂટીને મદનચંન્દ્ર પર પડે છે. મદનચંન્દ્ર ધ્રૂજે છે: પુષ્પા હાથ જોડે છે:—પડદો પડે છે:)

ડ્રોપ સીનઃ

પ્રથમાંક સમ્પૂર્ણ:

## —દ્વીતીય અંક—

પ્રથમ દ્રશ્યઃ

સ્થળઃ કાંતિલાલ શેઠનું મકાન :

(પડદો ઉપડતાં કાંતિલાલ શેઠ એક સોફાપર પડેલા દેખાય છે:

કાંતિઃ (ઉભાથઇ-સ્વગત-)
ઓ ઇશ્વરા દિલપર જરા કરૂણા દુઃખ દેખી સ્થીતિ,
પાણી ફરે કીર્તિ ઉપર સંતાપ છે ઉરમાં અતિ;

નિર્લજ નફટ સૂત છેલશંકર આચરે અવળી રીતિ,
અપકૃત્યથી અકળાઉં છું કિરતાર દે તું સન્મતિઃ
(છેલશંકર ઉતાવળે પગે આવે છે. ભીંત પરથી કૂંચી લઇ પટારો ખોલી અંદરથી ઘરાણાંનો દાબડો બગલમાં મારે છે.)

કાંતિઃ (છેલનો હાન પકડીઃ) ઓ દીકરા, આ દાબડો બગલમાં શાનો ઘાલ્યો? અને આમ નિર્લજ થઇને કયાં ચાલ્યો?

—ગાયન—

છેલઃ "જાવું જાવું પ્યારી પાસ ઝટપટ છોડ છોડ કર મમ તું ....

કાંતિઃ "જરા અધમ શરમ તું રાખ,
" ના નફટ શબ્દ તું ભાખ,
" જોઇ કાર્યો તારા ફૂલ અંગારા,
" થાય હૃદય આ ખાખ... ... ... જાવું

છેલઃ " પ્રાણ પ્યારીની સંગ રમતાં જીવન જાય ઉજાસ,
" આધિવ્યાધિ જાય છે થાય સ્વર્ગનો ભાસ... જાવું.
મારો હાથ મૂકો. વ્યર્થ બકવાદ કરી વિલંબ ન કરાવો.

કાંતિઃ કપૂત પુત્ર, આ તું શું લવે છે? તારા લક્ષણો અને કૃત્યો જોઇ મને દુઃખ થાય છે. વૃદ્ધાવસ્થામાં તારે મારી આંતરડી ઠારવી જોઇએ, કે નામ વગોવી શત્રુની ગરજ સારવી જોઇએ?

**છેલ:** હૂં. સાફ કહું છું કે મારે તમારો એક પણ શિખામણ બોલ સાંભળવો નથી. મેં જે માર્ગ ઝાલ્યો છે, તેમાં મને અપૂર્વ આનંદ જણાય છે,–સ્વર્ગમાં પણ એવું સુખ હશે કે કેમ તેની મને શંકા થાય છે.

**કાંતિ:** ત્યારે તું કોઇ ઉપાયે નહિ સુધરે ? લોકલાજથી પણ નહિ ડરે ?–બાપદાદાની અમૂલ્ય આબરૂ પર પાણી ફેરવવાનોજ વિચાર છે ?

**છેલ:** તેમ કરવામાં પણ સાર છે. જ્યારે કપડાં જૂનાં થાય છે, ત્યારે તે પાણીથી ધોવાય છે; અને તોજ તે પહેરવા યોગ્ય કહેવાય છે, તેમ હૂં પણ મારા બાપદાદાની આબરૂ પર પાણી ફેરવી તેને સાફ કરીશ:

**કાંતિ:** અક્કલના ઇજારદાર, તું પૂત્ર નહિ, પણ મારા પૂર્વ જન્મનો કોઇ શત્રૂ છે. હા.........ય ! ઘણાં લોકો સંતાનપ્રાપ્તિ માટે વ્રત આચરે છે. છૂટા હાથે હજારો રૂપિઆનાં ખર્ચ કરે છે. ત્યારે છતે દીકરે હૂં દુઃખ ભોગવી રહ્યો છૂં. ખરેખર, અનાચારી કૂળકલંગ દીકરા હોય તેના કરતાં વાંઝીયાપણું હજારવાર ઉત્તમ છે. નફ્ટ, તેં મારૂં જીવન અકારૂં કર્યું છે. મારી સુખની જીંદગીમાં હળાહળ ઝેર ભર્યું છે.

**છેલ:** જે કર્યું છે તે ઠીકજ કર્યું છે. તમારી લવરીથી મારૂં મગજ પાકી જાય છે, હંમેશની આવી લમણાઝીકથી હવે ઘરમાં આવવું પણ કંટાળાભરેલું જણાય છે.

કાંતિ: પણ ભાઇ, આમ છેક છેલ્લે પાટલે શું જાય છે —જેમ બાવળનું બીજ વાવનાર આંબાનાં ફળ નહિ લાવે. તેમ અનાચારનું પરિણામ સારૂં નહિ આવે. વળી તારા લગ્નનું ચોકઠું પણ ગોઠવાઇ ગયું છે. ન કરે નારાયણ ને વિવાહ ફોક જાય તો મારૂં તો નાક કપાઇ જાયઃ

છેલ: પણ પરણવાની કોને પરવા છે ? વિવાહ થાશે તોયે શું, ને જાશે તોયે શું ? મારો હાથ છોડો—જરૂરી કામમાં વીલંબ થાય છે; તેથી ચિત્તમાં અત્યન્ત થાય છે.

કાંતિ: અકર્મી, માનતું મારૂં કહેલું ઉરમાં ધારી,
જતાં પૈસો બધો તારો થવાના હાલ ભિખારી.

છેલ: શિખામણ ઢોકરા, તારી નથી ગમતી જરા મારે,
ભલે ભિખારી હું થાઉં નહિ પંચાત તે તારે.

( છેલ, હાથ તરછોડી ચાલ્યો જાય છેઃ )

## સીન ટ્રાન્સફર.

### સ્થળ: વેશ્યામંદિર.



પાત્રઃ કામપ્રભા અને છેલશંકર.



( પડદો ઉપડતાં કામપ્રભા છેલની રાહ જોતી બેઠેલી જણાય છેઃ )

( છેલ હાંફતો હાંફતો ઉતાવળે આવે છેઃ )

છેલ: કેમ, મારી જીગરજાન-!

કાંતિઃ ( ઉભી થઇઃ ) પધારો મારા કોડીલા કાન. ( હાથ પકડીઃ ) દાસી માટે આજે બહુ પરિશ્રમ લીધો જણાય છે. અંગપર પ્રસ્વેદનાં બિન્દુ ઉભરાય છે. આપના એ અવિચળ પ્રેમ માટે કિંકરી જન્મોજન્મ આભારી છે.

છેલઃ લે વળી તેમાં આભાર શાનો માનવા બેઠી છે? મારો જાન આપવો હોય તો પણ હું ડઇ નહિ;—કે અંતરમાં ઉદ્વેગ ધઇ નહિ.

કામઃ વાહ, મારા રસિક ભરથાર,—જેવા પ્રેમીઓ મળે તેનો થાય સફળ અવતાર.

છેલઃ વ્હાલી, આજે તો મગજ બહુ દુઃખે છે. માટે તારા મધુર કંઠને જરા તસ્દી આપ.—એકાદ ગાયનથી મારી અશાંતીને કાપ.

કામઃ જેવી મનમોહનની મરજી.

—ગાયન—

" જોબનીઉં મારૂં ખીલ્યૂં...(૨)
" રંગે ...ભર્યું ખીલ્યૂં (૨).. જોબનીઉં.
" સૂ...ધા ઉછળતા હોષ્ટ મધૂ...રા,
" લો...ગી મધૂપ વિના તે મધૂ....રા;
" અંગ અનંગ નમાય–(૨)—જોબનિયૂં.
" વા... ટે જતાં નિરખે કોઇ છે...લો,
" આં...ખ ઇસારે કરી હઉં વે...લો;

" કંચૂકી તુટું તુટું થાય—(૨)—જોબનીયૂં
" અં...ગ સરોજ આ મદન જગા...વે.
" મિ...ષ્ટ—પરાગ મધુપ્રસરા—એ,
" નેનમાં મદ ઉભરાય (૨)—જોબનીયૂં."

છેલ: વાહ, વાહ ? સલુણી—આજ તો તેં તારા પ્રીતમને પ્રેમનાં પૂરમાં ખૂબ ભીંજવ્યો. ભેટમાં લે આ દાબડો: (આપે છે:)

કામ: (દાબડો લેતાં—) ધન્ય છે વ્હાલા, આપ આ અબળાની હદથી વધારે પ્રસંશા કરો છો. દાસી એટલી પ્રસંશાપાત્ર નથી.

છેલ: અરે નારે ના, રસિલી નાર, તારા સૌંદર્ય આગળ આ શું વિસાતમાં•જે સૂવર્ણહાર ?—તારી સાથે તો ન સરખાવાય કુબેરનાં પણ દ્રવ્યાગાર—

—ગાયન—

" છે વદન સુંદર નયન સુંદર દીર્ઘ સુંદર કેશ છે,
" છે નાસીકા ગ્રીવા ઉદર સુંદર ન શંકા લેશ છે;
" છે હસ્ત સુંદર, ચરણ સુંદર, સરસ સુંદર વેષ છે.
" આ દેહ સુંદર આપનો તે રતિરમણનો દેશ છે.—
" સારાંશકે નખથી સીખા પર્યંત સુંદરતા ભરી,
" સૌન્દર્યની પ્રતિમા ખરી છે સૃષ્ટિમાં તું સુંદરી.

કામ: અને આપ પણ એક અદ્વિતીય નરપુંગળજ છો:

" વિદ્યા વિનય સંપન્ન છે સદ્‌ગુણ વિવેક નિધાન છો,
" છો સ્કંદ જેવા શૂર સુંદર કામદેવ સમાન છો;
" પ્રેમના ઉપાસકો કેશ સજીવ અભિમાન છો,
" પ્રેમાળ હૃદયો ખેંચનારા શેઠના સંતાન છો."

**છેલ:** બસકર મનમોહના, તું બતાવે છે તેટલી યોગ્યતા મારામાં છેજ નહિ. હું તો હમેશનો તારો પ્રેમઘેલો છું- તારા પ્રેમના રમ્યરંગથી રંગાયલો પ્રેમઘેલો છું.

**કામ:** એટલી બધી મારામાં વિશેષતા શી છે, પ્રાણ ?-

**છેલ:** માધુર્ય-લાવણ્ય-સૌન્દર્ય અને પ્રણયની તું ખાણ છે. આ દાસ એનો વેચાણ છે. તારા સૌન્દર્યનાં ઝળહળતા પ્રકાશ પાસે પ્રભાકરનાં પ્રકાશ નિસ્તેજ જણાય છે. પરિપકવ થયેલી દ્રાક્ષમાંથી ઝરતા રસનાં માધુર્ય કરતાં તારાં અધરનાં માધુર્ય બહુ મીઠાં જણાય છેઃ નખથી શિખા પર્યંત અનુપમ લાવણ્ય ઉભરાય છે. અને તારા હૃદયમાં ને નયનમાં પ્રણયનો રસ રેલાય છે. સઘળા જગતને છોડી મારી દૃષ્ટિ તારામાંજ ઠરે છે-આ હૃદય ફક્ત તારૂંજ ધ્યાન ધરે છે.

**કામ:** હવે કહીયે ન ચૂકજો એ ધ્યાન આ દાસીને આપજો સદાય પ્રેમનું પાનઃ

—ગાયન—

**કામ:** " પ્રે..મ પાન પીજો પીવરાવજો, સુભાગી ! ( ૨ )
" તૃષા આ હૈયામાં પ્રેમતણી જાગી-

"આ ઉરવેણું મધૂર સ્વર વાગી......પ્રેમ.

છેલ: "પ્રેમના હિલ્લોળમાં વ્હાલી, ઝૂલાવજે;

કામ: "જગની જંજાળજાળ વ્હાલા, ભૂલાવજે;

"લ્હાવો લેવરાવજે શોભાવજે સુહાગી!

છેલ: "તારી લગની હવે એક લાગી–

કામ: "આ ઉરવીણું મધૂર સ્વર લાગી....પ્રેમ."

(–જુદા પડે છે:)

## દ્વીતીય દૃશ્ય:

### સ્થળ: બગીચો:

પાત્ર: પૂષ્પા–સખીયો–પ્રભાકર.

(પડદો ઉપડતાં પૂષ્પા, સખિયો સાથે દાખલ થાય છે, એવી રીતે સીન શરૂ થાય છે).

—ગાયન—

સખિયો:

"આવો આવો (૨) સાહેલડી!

"આજે અહિંયા શુભ સમાચાર કેયે...

પૂષ્પા: "જાઓ જાઓ (૨) મુને ના

**સખિ:** "સતાવો શુભ સમાચાર કંયે........આવો.
"રસના ઉલ્લાસમાં પીયૂના પાશમાં
"ભૂલી જતી ના બ્હેની, અમોને.........શુભ

**પુ:** "મ્હારો જીવ જાય છે, તમને હસાય છે,
"કરો હેરાન શું કે'વું તમોને...........શુભ."

**૧ સખી:** અલિ પૂષ્પા, તારૂં મુખ તો જાણે રાતું ચોળ: ગજગામિની, તારી ચતુરાઇ કયાં હરાઇ?–જોને મલયાચળનો પવન કેવો મધુરો વાય છે?!

**૨ સખી:** ખરૂં છે. પૂષ્પોની સૂગંધ, કોયલનો ટહૂકો, મોતીની માળાઓ, સૂર્યનો પ્રકાશ અને પતિની મીઠી ગોદ કોને ન ગમે? સખિની જાય છે ચતુરાઇ,–તેમાં શી થાય છે નવાઇ? એ ન બોલે તો પણ કંઇ કારણ છે:

**પુષ્પા:** શું, સખિ?

**૩ સખી:** એ તો સહેજ.

**૪ સખી:** બ્હેનો જૂઓને પૂષ્પાબ્હેનનું મોઢું કેવું મલકાય છે? ગુલાબી રંગ કેવા છવાય છે?–અને તે છૂપાવવા કેવું આડું જોવાય છે?

**પુષ્પા:** બ્હેનો, આ શું થાય છે?

**૧ સખી:** સખી, અમારે શું? સ્વતંત્ર મટીને પરતંત્ર થવામાં મને રોકો તોએ અમારે શું?–

**પુષ્પા:** પણ આ બધું શા ઉપર?

**૨ સખીઃ** તમારા લગ્ન થાય છે એ ઉપરઃ કેમ જાણે ન હોય ખબરઃ ખાનગી રીતે તો ખિલ્યું છે. અંતરઃ

**પુષ્પાઃ** પણ એ મારા લગ્ન નથી થતા—

**૨ સખીઃ** ત્યારે ?

**પુષ્પાઃ** મારી હોળી થાય છે ! તમારી સખીની ગરદનપર છરી મૂકાય છે. ચંપક, પુષ્પની કોમળ કળી, નવી માતાની અદેખાઇ તળે છૂંદાય છેઃ

( પુષ્પા, મુર્છા પામે છે )

**૩ સખીઃ** અમારા વિનોદથી તને દુઃખ થાય છે તો અમે રજા લેશું:

( બધી સખિયોનું જવુંઃ )

**પુષ્પાઃ** (થોડીવારે ઉભી થઇ–સ્વગત–) મ્હારા પ્રેમી પ્રભાકર ? તમે ક્યાં છો ? આ દાસીને શા માટે તલસાવો છો ? ભોળા નયનોના નાથ, કામણગારા કંથ–આવો, એકવાર તો આવો. આ દાસીને બચાવો નયનથી નયન મિલાવોઃ

—ગાયન—

" હૃદયનું રત્ન ચોરીને છૂપાયા રાજવી છે ક્યાં ?
" નથી કૈં લાગતું સારૂં નજર જ્યાં હું કરૂં છું ત્યાં.
" બની વેરાન છે દુનિયા ભરાયો શોક છે દિલમાં,
" જીવનનું સત્વ જાવાથી નહિ આરામ છે દિલમાં.
" અજાયબ યંત્રણાં લુંટી વિયોગીની બહુ ભારી,

"વહાવે છે નિરંતર હા. વિયોગી આંખથી વારિઃ"
(ગાયન પૂર્ણ થતાં એક ગુલાબનું ફૂલ પડે છે.)

પુષ્પાઃ (ચમકે છે) અરે, આ શું પડયું?—(ફૂલ હાથમાં લે છેઃ) અરે, આ તો ગુલાબનું ફૂલઃ

—ગાયન—

પુષ્પાઃ "આ કયાંથી પડયું પૂ..ષ્પ પ્યારૂં મધૂર—(૨)
"પ્યારૂં મધુર—ગુલાબી છે નુર..........આ

—સાખી—

"વાસ અનેરી આપતું પૂર્ણ થયેલ વિકાસઃ
"પામ્યું પેખી પુષ્પ આ મુજ અંતર હુલાસ,
"આ સુમન વિહારી હશે કો...ઇ સુર,

(પ્રભાકર પ્રકાશમાં આવે છેઃ)

પ્રભાઃ "નથી કોઇ સુર,

પુષ્પાઃ "કોણુ? મારા મયુર?

પ્રભાઃ "હા. અહિંથી પડયું પૂષ્પ પ્યારૂં મધુર.." (ભેટી પડે છેઃ)

પુષ્પાઃ દાતાર સુખના ઓ દયાળુ આપ કયારે આવિયા?
ના સ્મરણુ આવી હું કદી કેના હૃદયમાં લાવિયા?
આ મા વિનાની બાળકીપર જુલમ ઝાઝો થાય છે,
શું કહું, દરરોજ મારો દેહ બળતો જાય છે. (રડે છે.)

પ્રભાઃ (અશ્રૂ લૂછતોઃ)
સમ પ્રભાકરનાં તને જો લાવ આંસૂ આંખમાં,
નિર્દોષ બાળા શાંત થા જરીયે નિસાસા નાખમાં.

પુષ્પા: ( દિલગીર ચ્હેરે )

આવે નિસાસા ને નયનમાં અશ્રુઓ ઉભરાય છે,
કારણ વિવા પૂષ્પાતણો વંઠેલ સાથે થાય છે; •
પણ આ હૃદયની છે પ્રતિજ્ઞા તમ વિના કોના વરૂં,
મા બાપ દેશે દાબ તો ઝેર પીને હું મરૂં..
દીધું હૃદય આ આપને તે કેમ આપું અન્યને ?
આ હૃદયમંદિરમાં હવે હું કેમ થાપું અન્યને ?

પ્રભા: તુજ પ્રેમમય વાણી સુણી મારૂં હૃદય ઉભરાય છે,
દુઃખી તને જોતાં, મારો જાન સળગી જાય છે;
શરણમાં રાખું તને આ દિલ એવું ચા'ય છે,
અંતર બળે મારૂં ઘણું પણ કોઈ શું ઉપાય છે ?

પુષ્પા: મારી પિતાની પાસ જઈને માગણી મારી કરો,
સૂઝે સુબુદ્ધિ એમને ઉપાય છેલ્લો આદરો.

(પ્રભાકર વિચારમાં પડે છેઃ)

પુષ્પા: (અધિરથી:) પ્રભાકર, પ્રભાકર ? શું વિચાર કરો છો ? મારી જીવનનૌકા છિન્ન ભિન્ન થાય છે.— ભાંગતી જાય છે:

પ્રભા: દેવી; દયા ધર. પરમાત્માનું સ્મરણ કર: તારા પિતા પાસે હું જાઉં છું.

પુષ્પા: તમે પાછા ફરો એટલી વારમાં હું એક હાર તૈયાર કરી આવું:

( પુષ્પાનું જવું: )

**પ્રભા:** (સ્વગતઃ) અહા ! કેવી નિર્દોષ ગરીબડી બાળા—તેનાં આંસુ જોઇને રડી જાય કઠણમાં પણ કઠણ હૃદયવાળા: છતાં નવી પત્નીની મોહજાળમાં અંધ થઈ ફસાયલા પીતાને, પૂત્રીના પરિતાપ માટે લેશ પણ અનુકંપા નથીઃ ખરેખર, જે પુરૂષ સ્ત્રીનાં મોહપાશમાં બદ્ધ થાય છેઃ–તે પુરૂષ સારાસારનો વિચાર ભુલી જાય છેઃ

લોભાઇને ભમરા સુગંધિત સુમનમાં સપડાય છે,
ઘેલો બની મતિહીન થઇ પળમાં પરાધિન થાય છે;
એવા જગત્પર જીવડા રામા મહીં લપટાય છે,
તેનું શુભાશુભ સમજવાનું જ્ઞાન ચાલ્યું જાય છે.

( પ્રભાકરનું જવું: )

## સીન ટ્રાન્સફર.

### સ્થળ ચન્દ્રમણીનું મકાનઃ

પાત્રઃ ચંદ્રમણિ અને પ્રભાકરઃ

( પડદો ઉપડતાં ચંદ્રમણિ છાપું વાંચતા બેઠેલા જણાય છેઃ )

( પ્રભાકરનું આવવું. )

**પ્રભાઃ** શિરછત્ર, આપના પવિત્ર ચરણમાં હું નમન કરૂં છુંઃ

ચન્દ્રઃ (ઉભો થઇ:) કોણ પ્રભાકર!

પ્રભાઃ જી હા,

ચન્દ્રઃ શું છે ખબર તારી, પ્રભાકર તું હવે સુખિયો થયો ?
પત્ર એકે ના લખ્યો ઉપકાર શું વિસરી ગયો ?—

પ્રભાઃ પાળક પિતા, મુજને તમે શરમાવશો ના કેં વદી,
આપનો ઉપકાર શું છૂં ભુલનારો હું કદી ?—

ચન્દ્રઃ આવ. બેસ પ્રભાકરઃ

( બન્ને બેસે છે. )

ચન્દ્રઃ હાલ તું કયાં છે ?

પ્રભાઃ મંગળપુરમાં પચીસ રૂપીઆના વેતનથી એક મિલમાં નોકરી કરૂં છુંઃ

ચન્દ્રઃ શરીર તો સારૂં છે ને?

પ્રભાઃ આપના જેવા મુરબ્બીઓના શુભાશિર્વાદથી હમેશાં સારૂંજ રહે છેઃ

ચન્દ્રઃ પ્રભાકર, તું બહાર જા સુધરે એ હેતૂથી મેં તને ઠપકો આપ્યો હતો, તને માઠું તો લાગ્યું હશે?!

પ્રભાઃ અપ્રિય શબ્દોથી વડીલો અપમાન આપે છે; પછીથીજ મનુષ્યો મહત્વ પામે છે. હીરા ઘસાઇ ઘસાઇને પછીથીજ નરેશના શિરે સ્થાન પામે છે. આપના તિરસ્કારથી મને કાંઇ લાગ્યું નથી. માત્ર મારૂં ચારિત્ર્ય ભ્રષ્ટ જણાવ્યું એટલા માટેજ મને લાગી આવે છે.

ચન્દ્ર: ગયેલી વાત તાજી ન કર. તને જોઇ આજે મારી છાતી ઠરે છે.

પ્રભા: સુરબ્બી, આ બાલક એક માગણી કરે છે.

ચન્દ્ર: શું ?

પ્રભા: (ધ્રૂજતો:) પૂ....ષ્પા...ગૌ.....રીનાં હા......થ....ની.

(ચંન્દ્રમણિ ક્રોધિત થાય છે:)

ચન્દ્ર: ( ઉભો થઇ ધુરકીને–)

ઓ નીચને બેશરમ આ મુખથી શું ઉચ્ચરે ?
શું નાતમાં વર છે નહિ, કંગાલને કન્યા વરે ?

પ્રભા: આ શું વદો શિરછત્ર, કંગાલ છૂં પણ સદ્‌ગુણી,
કડવા વચન ના બોલશો અંતર બળે એવુ સુણી;
હું ચાહું પુષ્પાને અને પુષ્પા તણી પણ છે ખૂશી,
આશિષ લો અંતરતણી ના બતાવો ના ખુશી:

ચન્દ્ર: ( સક્રોધ: )

આશ્રીય વિનાનો જાણીને પાલ્યો ખરે જ્યારે તને,
ઉપકારનો કમબખ્ત, તેં શું આદીધો બદલો મને ?
પાળક પિતા હું તારો પુષ્પા ભગિની સમ તને,
બ્હેનને પરણવા ચાય છે ચંડાળ, શું કેવું તને ?
જા શ્યામ મુખ તારૂં લઈ ના આવછે અત્રે ફરી,
ઉપકાર હૈયે હોય તો તુજ ગામ જા કડીણા કરી.
મળીશ પુષ્પાને નહિ એ વચન મારૂં માનજે,
માગણી છે એટલી આભારને રજ જાણજે:

પ્રભા: આપની આજ્ઞા ચડાવી આજ ઘડીયે જાઉં છું–
પુષ્પા થકી હું તો જૂદો આ જીંદગીમાં થાઉં છું–
પણ છે ભલામણ એટલી કન્યા કૂવે ના નાખજો–!
મા વિનાની બાળકી પર કૈંક માયા રાખજો–!
( લથડતે પગે પ્રભાકર ચાલ્યો જાય છે: )
(—પડદો પડે છે: )

---

## તૃતિય દૃશ્ય:

સ્થળ: ખટપટનું મકાન:

પાત્ર: ખટપટ: રસિકા: ચટપટ: લટપટ:

(પડદો ઉપડતાં ખટપટ રસિકા સ્ટેજમાં દાખલ થાય છે: )

—ગાયન—

રસિકા: " ખિલ્યું જોબન ભારિ,
" ચટકે લટક ન્યારી ન્યારી ....ખિલ્યું.
" આંખમાં વસી ખુમારી રસિકને ફસાવનારી–ખિલ્યું.
" રસભર સુંદર ગીત ગાવા.
" શોભાવા ઉત્સુક ભારી ......ખિલ્યું.
ખટ: " હૃદય થારી સુરતિ તારી,

રસિ: " આપની સદા આભારી.......ખિલ્યું. "

(ચટપટનું આવવું:)

ચટ: (ચમકતાં-) અલ્યા જામ, આ શું કરે છે કામ ?-મારા વિશ્વાસમાં થયો આટલો હરામ ?-

ખટ: આવો ઉલ્લુરામ-અહિં શું છે કામ ?

ચટ: આ મારી સ્ત્રી તારા મકાનમાં કેમ દેખાય છે ?

ખટ: કારણકે જમાનો આગળ વધતો જાય છે:

ચટ; (રસિકાનો હાથ પકડીને-) રસિકા, ચાલ આમ.

ખટ: (સ્વગતઃ) યુક્તિ લડાવું નહિતર બુલબુલ ઉડી જાશે: (પ્રકાશઃ) પણ ભાઇ, આપને બતાવૂં હજારેકનો માલ:

ચટ: બતાવ. બતાવ. જલદી બતાવ. બોલ. બોલ. બોલ:

ખટ: અરે, આમ અધિરો ન થા. બતાવું છું:

ચટ: પણ તું વાર લગાડતો જાય છે; ને મારો જીવ મુંઝાઇ જાય છે: હાય પૈસા. લાવ પૈસા. બતા દે પૈસા. દીલા દે પૈસા. ચૂકી જા પૈસા. ભૂલી જા પૈસા. આપી જા પૈસા. પૈસા. પૈસા—

ખટ: (અટકાવીને-) અરે, તને આ લવરી શાની થઇ છે ?

ચટ: ત્યારે જલ્દી કહો કે હજારનો માલ કેમ મળે છે ?

ખટ: તેમાં પરસેવો ઉતારવાનો નથી: શરીરને પ્રયાસ જરા પણ આપવાનો નથી.

ચટ: એવું શું છે ?

ખટ: ડ્રેસ ટ્રાન્સફર કરવાનો છે.

ચટ: ઓહો ? એમાં તે શી મોથ મારવાની છે: લાવો કયો ડ્રેસ શોભાવું ?

ખટ: ( એક પોટકી આપે છે. ) મિસ્ટર......આ.

(ચટપટ પોટકી છોડે છે: ચમકે છે:)

ચટ: આતો સ્ત્રીનો ડ્રેસ છે. આદમીથી કેમ પહેરાય ?

ખટ: ત્યારે કલ્હાર કેમ પમાય ?

ચટ: શું મને પુરૂષ બદલીને સ્ત્રી બનાવવી છે ?

ખટ: ઓ યસ યસ.

ચટ: ( સ્વગતઃ ) આ સ્ત્રીનાં કપડાં તે કેમ પહેરાય ?–પણ એમાં શું ? મળે છે હજાર કલ્હાર, પછી શું વાંધો છે આ લટકાવતાં થોડીવાર: (પ્રકાશઃ) ભાઇ, લાવો કલ્હારઃ હું પહેરૂં છું આ શણગાર:

ખટ: અને આ શણગાર શોભાવી તમારે એક કામ કરવું પડશે.

ચટ: શું ?

ખટ: આ ડ્રેસ અપટુડેટ ચડાવી–છાતી સૂધી ઘૂમાટો લગાવી, આ રૂમમાં બેસવું: અને બહારથી કોઇ બોલાવે કે તરત દોડી આવી તેની સાથે મીઠું મીઠું ભાષણ કરવું:—

ચટ: (અટકાવીને–) એમજ કહોને કે મારે બરાબર જણાવી આપવું કે હું એક સ્ત્રી છું.

ખટ: થેંક્યુ. થેંક્યુ.

ચટ: ગુજરાતી રંગભૂમિપર ઇંગ્રેજી કાં ભરડાય છે?
ખટ: જમાનો આગળ વધતો જાય છેઃ
ચટ: હવે આ શણગાર ચડાવું !
ખટ: કેની રાહ જોવાય છે ?
ચટ: કલ્હારની:
ખટ: પણ કામ કર્યાં પહેલાં ક્યાંય ચાર્જ મળતો દેખાય છે?–
ચટ: (કપડાં બદલાવતાં–) ! પણ પછીથી ન ફરી જતાઃ
ખટ: (સ્વગતઃ) ખાઇશ પૂરા ખત્તા.—

(ચટપટ સ્ત્રીનો ડ્રેસ પહેરી લે છેઃ)

ખટ: બાનુ, હવે અંદર બેસો.
ચટ: કેટલી વાર ?
ખટ: ઓન્લી ટેન મિનિટસઃ (Onli ten minuits.)
ચટ: ગુજરાતી રંગ ભૂમિપર ઇંગ્રેજી કાં ભરડાય છે ?
ખટ: એતો જમાનો આગળ વધતો જાય છેઃ
ચટ: મટીને આદમી નારી બની આ ઘૂમટો ખેંચાય છે,
ખટ: કલ્હાર પાંચ હજારમાં પુરૂષપણું વેચાય છે;

( ચટપટ અંદર જાય છેઃ )

રસિઃ ડીયર, આ શું થાય છે ?
ખટ: જરા જમાનો આગળ વધતો જાય છેઃ

( લટપટનું આવવું )

ખટ: કમઓન મિ. લટપટલાલ, તમારા શા છે હાલ હવાલ?
લટ: દિવસો દુઃખમાં જાય છે આજકાલઃ

ખટઃ એવું તે શું દુઃખ છે કે આમ બની ગયા છો કંગાલ?
લટઃ નારી જાતિનું દુઃખ છેઃ પરણેલાને જોઇ મારો જીવ
બળી જાય છે. આપ જુઓને દેહ પણ સૂકાતો જાય છેઃ.
ખટઃ તમને સ્રી મળે તો?
લટઃ એવા ભાગ્ય તે ક્યાંથી હોય?
ખટઃ માનો કે હમણાં તમારા ભાગ્ય ખુલી ગયા છે. વિધાતા
તમને અનુકૂળ થયા છેઃ આપો રૂપિઆ પાંચ હજાર
કે મળી જાય એક બુલબુલ નાર.
લટઃ શું મુલ્ય નારી જાતિનું પાંચ હજાર અંકાય છે?
ખટઃ હા. જમાનો આગળ વધતો જાય છેઃ
લટઃ પાંચ હજારમાં કૈં ઓછું નહિ થાય?
ખટઃ એક બાઇ પણ નહિ.
લટઃ કબૂલ ત્યારે પણ બતાવશો ક્યાં છે બુલબુલ નાર?–
ખટઃ પહેલા આપી દ્યો પાંચ હજારઃ
લટઃ માલ બતાવ્યા વિના કિંમત કેમ આગળથી લેવાય છે?
ખટઃ ખબર નથી?– જમાનો આગળ વધતો જાય છે.
લટઃ ત્યારે લ્યો આ પાંચ હજારની નોટોઃ આપી દ્યો
ગુલાબનો ગોટોઃ

( ખટપટ ગુલાબનો ગોટો આપે છેઃ

લટઃ (ચમકીને–) આ શું આપો છો?
ખટઃ ત્યારે તમે શું માગો છો?
લટઃ ગુલાબનો ગોટો એટલે આવું નહિ, પરન્તુ બુલબુલ માશુક.

ખટ: ત્યારે એમ કરોને: હું તો સમજ્યો નહિ કે શું ગુલાબનો ગોટો?

લટ: માશૂકને અલંકારમાં ગુલાબનો ગોટો કે'ય છે,

ખટ: ત્યારે મોંઘેરી માશૂક હમણાં સ્વાધીન થાય છે: (લટપટનો હાથ પકડી:) જુઓ મિસ્ટર, અહિં ઉભા રહો. પછી બ્હાર આવ બ્હાર આવ એમ બૂમ મારશો કે આ રૂમમાંથી એક માશૂક દોડી આવી તમારી સાથે જોડાઇ જાશે.

લટ: પ્યારમાં ?

ખટ: હા. અને પછી જીવનનાં લ્હાવા લેજો આ સ્વાર્થમય સંસારમાં;

ખટ: હું હવે તમને એકાંત આપું............( જતાં જતાં-)
ચાલ અહિંથી રસ્તો માપું....
આદમીને સ્ત્રી બનાવી પૈસા પૂરા લેવાય છે,
હાલના જમાનામાં એવું થાય છે-દેખાય છે;

રસિકા: વિશ્વાસનાં ઘાતી થવા આટલી હિંમત થાય છે ?

ખટ: કેમ ન થાય ? જમાનો આગળ વધતો જાય છે:

( રસિકા સાથે ખટપટનું બહાર જવું અને પછી આવી થાંભલા પછવાડે છુપાવું: )

લટ: એ બ્હાર આવ.

( ચટપટ બહાર આવે છે: )

લટ: માશૂક, બોલો...ઘુંઘટનાં પટ ખોલો:

( ચટપટ સંકોચાય છે: )

લટ: ( લટુ બનતાં ) હરિણુ જેવી સુકોમળ, ભુલભુલ જેવી સુંદર, અપ્સરા જેવી કલાચતુર, દેવકન્યા જેવી દીપતી, કેમ કાંઇ બોલતી નથી ?

( ચટપટ મૌન રહે છેઃ )

લટ: હવે કયાં સુધી લાડ કરશો ? કયાં સુધી લાજ ધરશો ? બો....લો...ને-( લટુ ) અરે બો...લો....ને-

ચટ: ( ઘુંઘટમાં-) શું બોલું ?

લટ: (કૂદકા મારે છેઃ-(સ્વગત-) વાણી તો મધુરી. પણ જણાય છે પ્રેમમાં અધુરી.....ના. પણ શરમાતી હશે. ( ચટપટને-) જે આવડે તે હવે બોલી નાખો...ને-

ચટ: ( ઘૂંઘટમાંઃ ) પણ કંઇ ન આવડતું હોય તો ?-

લટ: આટલા મોંઘા શાને બનો છો ? મા...નો ને.

ચટ: ( ઘુંઘટમાં-) શું માનું ?

લટ: પડદાને દૂર કરવાનું: -

—ગાયન—

લટ: " બો...લો ઘુંઘટ પટ બોલો મધુ...રૂં,
" શિદને ધરો લાજ, આ એકાંત છે,-(૨)
" પ્યારી મારી રૂપ દો પ્રકાશી-
" વ્યર્થ ના વિતાવો, સમય લાભ આવો;
" ઝાડપાન સર્વ હાલ શાંત છે—પ્યારી.
" આવોને બાથમાં રમિયે સંગાથમાં;
" જામેલિ મેઘલી આ રાત છે.—પ્યારી.

" રંગે ખીલેલી—ફૂલી ફાલેલી.
" રીઝાવો આપનો આ કાંત છે—પ્યારી. "

લટઃ પડદા દૂર હઠાવોઃ
ચટઃ પડદામાંજ માલ છેઃ
લટઃ કયાં સુધી ચાળા કરશો ?
ચટઃ પડદો હશે ત્યાં સુધી.
લટઃ (સ્વગતઃ) બરાબર છે. ચાલ હું જ પડદો હઠાવું: (પ્રકાશઃ) ડીયર; ઘુંઘટના પટ હવે દૂર થાશે.
ચટઃ તો બન્નેની ફજેતી થાશેઃ
લટઃ પત્ની અને સ્વામી તણો સંયોગ પ્હેલો થાય છે,
ચટઃ (ઘુંઘટ દુર કરતાં) એ નિશાનીમાં હવેથી લાજ ઉંચે જાય છે!
લટઃ નારીના લેબાસ પુરૂષ કાં દેખાય છે?
ચટઃ કારણકે જમાનો વંઠી જાય છે.
લટઃ મને મુરખ બનાવનાર,—ફસાવનાર તું કોણ છે બદમાશ?
ચટઃ કલ્હારનો દાસ.
લટઃ આજ છે તારા જાનનો વિનાશઃ તેં કરી છે મારી ફજેતી ખાસઃ ચાલ થઈ જા તૈયારઃ (ચાબુક કાઢે છેઃ)
ચટઃ શું આપો છો કલ્હાર ?
લટઃ અરે પડશે આમ કોરડાના પ્રહારઃ ( કોરડો મારવો, ચટપટનું ન્હાસી જવું. )
ચટઃ (ન્હાસતાં) ભોળા આત્માને બદમાશો ફસાવી, જાય

છે, ખરેખર હવે તો જમાનો વંઠી જાય છે—

લટ: (ચોતરફ જોઇને–) ઓ નીચ, ખટપટીયા, તું કયાં ગયો?

ખટ: (થાંભલાઓની ઓથેઃ) વરરાજા આ રહ્યો.

લટ: ચાલ આપી દે મારી પાછી નોટો.–નહિ તો કાઢી નાખું છું હમણાં ગોટોઃ

ખટ: ફેરવજો હવે દોરી લોટોઃ

લટ: માલની કિંમત પુરી દીધા છતાં ફજેતી થાય છે!

ખટ: થાય એ તો જમાનો આગળ વધતો જાય છે.

લટ: (ખીજાઇને–) બદમાશ, મારા સામો આવ.

ખટ: પાવર હવે બીજે ચલાવઃ

(લટપટ, થાંભલામાં ચાબૂક જોરથી મારે છે. થાંભલો લટપટ પર પડી જાય છેઃ ખડભડાટ સાંભળી અંદર પોલીસ દોડી આવે છે.)

**પોલીસ:** કયા હય?

ખટ: (બહાર આવી જાય છેઃ) સાહેબ, ચોર હય.

**પોલીસ:** કીધર હય?

ખટ: દેખોજી એ ખડા–બદમાશ હય ખડાઃ

પો: (લટપટને ડંડો લગાવે છેઃ) ચલ બદમાશ–

લટ: સાહેબ, અમ ચોર નહિ હય.

પો: અયસી રાવણાં રાવણી કર દીયા–ઓર બોલતા હય હમ ચોર નહિ હયઃ લૂંટ કરનેકા ઈરાદા, ઔર બનનેકૂં મંગતા હય શહજાદા!– (ધમકાવીને બાંધે છેઃ)

ખટ: રુશ્વિઆ ગયા, ચોર થયા, ને ડંડા પડતા જાય છે,
સાચું માર્યું જાય બદમાશો ફાવી જાય છે—
મારી દાદ ઉડી ગઇ ને ઉલ્ટા મારા હાથપગ બંધાય છે,
બદમાશની બાદશાહીમાં નિર્દોષ માર્યો જાય છે.
ભોળા પ્રાણીને ફસવનારા બહુ ઉભરાય છે,
આ જમાનામાં ગોટડનગેંગ ફાવી જાય છે—
(પોલીસ ધમકાવીને લઇ જાય છે.)

ખટ: (રસિકાને:) પ્યારી, જોયો બંદાનો તમાસો?
રસિ: પણ આમ કરતાં કરતાં કોઇક દિવસ ડંડા ખાશો.
ખટ: યૂક્તિ લગાવી ત્યાં મળ્યા કલ્દાર પાંચ હજાર છે,
રસિ: ભરથાર આવો પામતાં મારો બેડો પાર છે:
ખટ: વગર પરસેવે આમ પાંચ હજાર આવી જવાય છે,-
એતો જમાનાનું જોર જમાનો આગળ વધતો જાય છે.
રસિકા: ડીયર, ચાલોને ફરવા જઇએ:
ખટ: ચાલો: (જતાં જતાં–)
રસિ: બે જણાંને ફજેત મારી આ દંપતી ફરવા જાય છે.
ખટ: "ઠીક થાય છે ઠીક થાય છે. જમાનો આગળ વધતો જાય છે.
(બન્નેનું જવું.)

---

ખટ: (ડંડા સાથે થાળી લઇને–)
ઇતિશ્રી "પરિવર્તન" નાટક પુરાણે, ફારસ ખંડે

વ્યક્તિ પંચક સંવાદે, બે જણાંને ઉલ્લુ બનાવી ભીસા ભર કર્યા એ નામે તૃતિયો ધ્યાયઃ

(થાળી પીટે છેઃ)
(પડદો પડે છેઃ)

## ચતુર્થ દશ્યઃ

### સ્થળઃ બગીચોઃ

પાત્રઃ પુષ્પાઃ અને સખિ.

(પડદો ઉપડતાં પુષ્પા હાર ફુલનો હાથમાં રાખી ગાયન ગાતી દેખાય છેઃ)

પુષ્પાઃ —ગાયન—

" ર....સ....ભર સૂં....ન્દર..દિલદા......ર. (૨)
" વસશે જીવના......ધાર......ઉર હા......ર.... રસભર.
" ચૂંમ્બન મધુકર, લેશે અધર......પર સા....ર,—
" પ્રે......મે ઉછળશે...રસ ધા....ર......રસભર
" પ્રેમ ગાન પ્રેમ તાન પ્રેમ પાન પ્રેમ દાન,
" રતિ રંગનો ઉમંગ મુજ અંગ છે અભંગ;
" લે–ટી......શ ભાવે......સુખ કા....ર....રસભર."

( સ્વગતઃ ) મનોહર પુષ્પની માળા બનાવી આજ ઉમંગે,
સુકોમળ હાર આ ઝૂલશે મારા પ્રાણના અંગે–
અજબ રસ મીઠો પ્રણયનો ઉર મહીં રેલાય છે,
હૈં અવનવા આકર્ષણે મારૂં હૃદય ખેંચાય છે.

– ગાયન –

પુષ્પાઃ " જગતનાં સર્વ જીવોમાં પ્રણયનો રોગ ભારી છે,
" વિયોગીને વિહારીએ હૃદયથી હાર ધારી છે;
" મહા મૃગરાજની શક્તિ પ્રણય પાસે બિચારી છે,
" મદનનાં મારની પાસે સહુએ લાજ હારી છે.
" મદનમારણ વિષે જેની સદા છે નામના ભારી,
" ખરે એ દેવ મહેશે પણ પ્રણય પૂજા સ્વીકારી છે.
" મહા શક્તિ પ્રણય દેવે જગત ભરમાં પ્રસારી છે,
" અનુભવથી ખરે જાણ્યું પ્રણયની રીત ન્યારી છે."

સખિઃ પુષ્પા બ્હેન, શું થાય છે ? (એક સખિ પ્રવેશે છેઃ)

પુષ્પાઃ પ્રેમનાં મહાત્મ્ય ગવાય છે. મનમોહનનાં જાપ જપાય છે.

સખિઃ પ્રભાકરના ?

પુષ્પાઃ હા. એ હૃદયઅધિશ્વરનાઃ શાંત સુધારકના. પવિત્ર પ્રભાકરનાં.

સખિઃ પ્રભાકર તો ગયાઃ

પુષ્પાઃ (ચમકીને–) હેં શું કહે છે ?

સખિઃ પ્રભાકર ગયાઃ

પુષ્પાઃ ગયા ?—ક્યાં ગયા ?
સખિઃ તેમના રહેઠાણે.
પુષ્પાઃ મને મળ્યા વિના,— શું કહીને ?
સખિઃ પિતાજીએ સખ્ત આજ્ઞા ફરમાવી હતી. પછી તે શું કરે?—આજ્ઞાનું ઉલ્લંઘન કરી તમારી પાસે આવવાની તે હિંમત કેમ ધરે ?—
પુષ્પાઃ સાચું કહે છે ? મૂર્ખી ! મશ્કરી તો નથી કરતી ને ?
સખિઃ મને મૂર્ખ શા સારૂ બનાવો છો—આવી મશ્કરી તે થાય ? વિના કારણે તમારા આત્માને દુઃખાવાય ?
પુષ્પાઃ ( દુઃખદ સ્વરે- ) હા........ય !

– ગાયન –

– સાખી –

" આ વ્હાલવરી આબાતણી આશા બધી ધૂળમાં કરી,
" ન્હાસી ગયા સ્વામિ મને સંકષ્ટ સિંધુમાં ધરી;
" સંસારનો સાથી હવે ક્યારે મને મળશે ફરી,
" આ દેહના આ કંઠપર કાતિલ ફેરવવી છરી—
" પં....થે પ્રણયને પડતાં—
" નિરાશ....બની....હું તો......(૨)
" નિરાશ બની....હું હતા....શ બની—પંથે.
" હૃદયનાથનું ધ્યાન ધરીને
" સ્વર્ગે સિધાવીશ આજ મરીને.......પંથે. "

( સ્વગત- ) હા....!—આ નારંગી સુવાસિત સુમનો

મને અંગારા જેવા જણાય છે. મધૂરી મંદ પવનની લ્હેરો તીક્ષ્ણ કાંટા જેવી ભોંકાય છે. પિતાજી, નિર્દય થયા,–પ્રણ-યનાં અધિશ્વર મારો ત્યાગ કરી ગયા.–હા....ય ! મારે હવે શું કરવું ?–( ભેઠમાંથી કટાર કાઢીને– ) કરવું એજ કે આ કાતિલ કટાર વતી સ્વર્ગ સંચરવુંઃ ( કટારને– ) ઓ કાતિલ કટાર, આ હતાશ થયેલી છાતીમાં ભોંકી દે તારી તિક્ષ્ણ ધાર....વ્હાલા વિના જીવન વહવું, એનાં કરતાં ફના થવું એજ આ અભાગિની માટે ખુલ્લું છે દ્વાર...

( કટાર ભોંકવા જાય છે, ત્યાં સખી અટકાવે છે. )

**સખીઃ** (હાથ પકડીઃ) આ શું? આટલો ઉન્માદ? આ કટાર શા માટે ?

**પુષ્પાઃ** મારા દેહમાંના પ્રાણને બહાર કાઢવા માટે....સાંધાઓ તોડવા માટે—જીંદગીના વિનાશ માટે..

**સખીઃ** કારણ ? કે દિવાની તો નથી બની ને ?–

**પુષ્પા** સખિ, આ દિવાનાપણું નથી.

**સખીઃ** ત્યારે શું છે ?

**પુષ્પાઃ** મારા સૂખનો માર્ગ છે.

**સખીઃ** જીવનનો નાશ કરવાથી સૂખ મળશે ?

**પુષ્પાઃ** હા. અહિં નહિ તો સ્વર્ગમાં.

**સખી** પણ કહે તો ખરી,—આટલું દુઃખ થવાનું કારણ શું છે ?

**પુષ્પાઃ** નિરાશા.......

**સખી** મળી કઈ આશામાં નિરાશા—?

પુષ્પાઃ હૃદયનાં અધિનાથને ભેટવાની આશામાં—,
સખીઃ એટલા ખાતરજ પ્રાણ ત્યાગ કરે છે ?.
પુષ્પાઃ હા....પ્રણયનાં અધિદેવ હવે મળે એવા સંયોગો - પણ નથી રહ્યા, એ બીજું કારણઃ
સખીઃ હજારો નિરાશામાં પણ એક અમર આશા છૂપાયલી હોય છે. તું જીવતી હશે. તો તારા પ્રણયદેવ કોઈ દીવસ જરૂર મળશે.....માટે છોડી દે કટાર—સજીલે ધિરજના હથિયાર.
પુષ્પાઃ નહિ, સખિ ? મને મરવા દેઃ આશા અને નિરાશાના હિલ્લોળે જીવન ટકાવવું એના કરતાં ફના થઈ જવું એજ બ્હેતર છે.
સખિઃ બ્હેન, તારા માવતરને અનુકૂળ થઈ છેલશંકર સાથે પ્રણામ કર, તો શું વાંધો છે ?
પૂષ્પાઃ ચૂપ કર....એવી પ્રણયદ્રોહી વાત ન સંભળાવઃ શું મને બબ્બે સ્વામીવાળી બનાવવી છે ?
સખિઃ પણ તારે પ્રભાકરનો મોહ છોડી દેવો ઘટે છેઃ
પુષ્પાઃ વિશુદ્ધ પ્રણયના તંતુથી બંધાયલા હૃદયને મોહવશ ન કરે. પ્રભાકર ઉપરની મારી ભાવના, પ્રભાકરનીજ કલ્પના એ મારા પ્રવિત્ર પ્રેમનો પડઘો છેઃ

જે ભાવના જે કલ્પનાનો અંતરે સંચાર છે,
તે દીવ્યજ્યોતિ પ્રેમની પ્રેમના ઝંકાર છે;
પ્રેમજ્યોતિ રૂપ આત્મા વિશ્વનો આધાર છે,

જગતની સર્વ બાજીમાં પ્રેમનાં રણકાર છે.
ત્રિભુવન ટકાવી રાખનારો પ્રેમદીવ્ય પ્રકાશ છે,
પુનિત એવા પ્રેમનો મારા હ્રદયમાં વાસ છે.
પણ વડીલને એ પ્રેમનૂં કાંઇ પણ ના ભાન છે,
ઓછી ખબર છે એમને કે જાય મારો જાન છે.—!
સખિ, સ્નેહની વિશુદ્ધ વેદીમાં કેટલાય પ્રણયી દીલોનો ભોગ થાય છે, તેમાં આ ક્ષુદ્ર દિલનો આજે ઉમેરો થાય છે:

સખીઃ દુનિયા તને દિવાની કહેશેઃ

પુષ્પાઃ દુનિયા દિવાની છો કહે એવા દોષથી ડરવું નથી,
ઝખ્મો સહન કરવા હવે આ જીવનને ધરવું નથી.

સખીઃ પણ–કાયા ગુમાવી નાખવી એમાં છે ઘણી છે ક્રૂરતા,
આયુષ્ય દોરી તોડનારા ખાય છે અંતે ખતા;
ઉન્માદથી સંસારમાં સાહસ કદી થૈ જાય છે,
પણ પ્રાણ દેનારા જરૂર મરતી વખત પસ્તાય છે.

પુષ્પાઃ ક્ષુદ્ર બાબતમાં થતાં આવેશ પ્રાણ તજાય છે,
તોજ નાડી તૂટતાં આત્મા દુઃખાય છે પસ્તાય છે.
હું તજી દઉં પ્રાણ એ કૈં ક્ષુદ્ર આવેશે નથી,
તો આત્મબંધો તૂટતાં મુજને થવાનું કૈં નથી.
પ્રેમના યજ્ઞમાં જીવન જે હોમાય છે,
સ્મરણ તે જીવનનું મૃત્યુ પછી ભલો થાય છે!

સખીઃ એવી બધી ભ્રમણા મહીં શિદ તું સપડાય છે,
આવેશમાં તું કેમ જીવન કાપવાને ધાય છે?

છોડ ખોટા ખ્યાલને આનંદ ઉરમાં ધાર,
આ વેશ્યા દે છોડી અને દૂર કર કટારઃ

( સખિ, પુષ્પાના હાથમાંથી કટાર લેવા જાય છે. )

પુષ્પાઃ એક કરવા દેવાર.

( વાર થાય તે પહેલાં કટાર સખી છીનવે છે )

સખીઃ ( સ્વગતઃ ) કટારની સાથે મારે અહિંથી ચાલી
જવામાં પુષ્પાના જાનની સલામતી છેઃ હું રોકાઈશ,
તો કટારની માગણી થાશે. આવેશમાં આવવું થાશે–

( જાય છે )

પુષ્પાઃ ( સ્વગતઃ ) કટાર ગઈ તો ભલે ગઈ–! ( પડીકી
કાઢે છેઃ ) આ ઝેરની ફાકી તૈયાર છે.
હળાહળ ઝેરની ફાકી આનન્દથી ચાવી જઉં,
આનંદથી સંસારને હું આ પળે ત્યાગી દઉં–!
છેલની સાથે કરશે લગ્ન તે મિથ્યા નથી,–
તો આપઘાત વિના બાકી એક પણ રસ્તો નથી.

( સ્વર્ગસ્થ જનેતાને ઉદ્દેશીને– )

ઓ માત મળવા આપને આવું હવે ઝટ સ્વર્ગમાં,
શાંતિ હૃદયને આપવા તમ પાસ આવું સ્વર્ગમાં;
જાતા તમારૂં જગતમાં હાય મારૂં કોઈ નહિ,
આ ઝેરને લેતાં મને છે રોકનારૂં કો' નહિ.

( પ્રભાકરને ઉદ્દેશીને– )

વ્હાલા પ્રભાકર, આપને આશિષ દે બાળા દુઃખી,

કન્યા વરીને આપ કોઈ, સંસારમાં થાજો સૂખી;
છે વિનતિ મારી તમે દુઃખો બધા ભૂલી જજો,
નિભાંગી પૂષ્પાને વિસારી વિશ્વમાં સૂખીયા થજો.
( ઝેર ચાવી જાય છે: )

( ધ્રૂજતાં- ) આ વિશ્વમાં સાચા જીગરથી દીલ જેને ચાય છે,
મીલન વિના અંતે પ્રણયની આગમાં હોમાય છે.
વિશ્વના મહાશયો—
આ–આ–આ–જીવ મારો જાય છે !
પણ પ્રેમના ઇતિહાસમાં નામ મુજ નોંધાય છે-!
જે જેને ચા'ય છે તેનું મિલન ના થાય છે,
ભ....ભ....ભગવાન્ તારા રાજ્યમાં—
અ....અ....અન્યાય ભારે થાય છે- !
( પૂષ્પા પડી જાય છે; ઝેર અંગે અંગમાં પ્રસરી જાય છે-પુષ્પા મૃત્યુ પામે છે. )
( પડદો પડે છે: )

## પંચમ દૃશ્ય:

સ્થળ: ચટપટનું મકાન:

પાત્ર: ચટપટ, મોટરવાળાઓ અને લટપટ:
(પડદો ઉપડતાં ચટપટ, નામું લખતો બેઠેલો જણાય છે:)
(એક મોટરવાળો આવે છે:)

**૧ મોટરવાળોઃ** શેઠસાહેબ,

**ચટ:** (ઉભો થઈને–) આવો. મોટર લાવ્યા છો કે?

**૧ મો. વા:** મોટર તૈયાર છે. રૂપીઆનો માલ આઠ આનામાં મળે એમ છેઃ

**ચટ:** પણ પેટ્રોલ બરાબર પુરેલું છેને?—મારે તો લાંબી ટ્રાયલ જોઇશે.

**૧ મો. વા.** મોટરની ટાંકી ચીકાર છે—પણ ટ્રાયલ લેતાં ઠીક લાગે તો મોટર ખરીદવા વિચાર છે?

**ચટ:** એ કાંઈ આગળથી કહી શકાય નહિ.

**૧ મો. વા.** ઠીક....પછી વાત–ચાલો...

(બન્ને જવા માંડે છે ત્યાં બીજો મોટરવાળો આવે છે;)

**૨ મો. વા.** શેઠ સાહેબ, કયાં જાઓ છો?

**ચટ:** નથી દેખતા! મોટરની ટ્રાયલ લેવા જઇએ છીએઃ

**૨ મો. વા.** કાલે મારી મોટરની ટ્રાયલ લીધી તેનો શું જવાબ આપો છો? કિંમતમાં વાંધો નથી; તેમ મોટર રસ્તામાં અટકી પણ નથી.

**ચટ:** તમારી મોટર મને પસંદ ન આવી.

**૨ મો. વા.** તેનું કારણ?

**ચટ:** 'સીટ' બહુ ટુંકી છે.

**૨ મો. વા.** સીટ ટૂંકી હતી તો બેઠાજ શું કામ? સીટ તો બેસતી વખતેજ જોવાયઃ એમજ કહોને ન લેવાનો એ ઢોંગ છે.

(ત્રિજો મોટરવાળો આવે છે.)

૩ મો. વા. મારી મોટરની આપે ટ્રાયલ લીધી, હવે કયારે ખરીદવા વિચાર છે ?

ચટઃ પણ તમારી મોટર મને જરાયે પસંદ નથી પડી. તેનું એન્જીન બહુ ગંધાય છે. (ચોથો મોટરવાળો આવે છે.)

૪ મો. વાઃ શેઠ, મારી મોટર માટે શું જવાબ?

ચટઃ તમારી મોટર મને જરાય ન ગમીઃ પૈડાં બહુ નાનાં છે.

૧ મો. વા. શેઠ, હું રજા લઈશ;

ચટઃ કેમ ? હજી તો તમારી મોટરની ટ્રાયલ લેવી છેને?

૧ મો. વા. મહેરબાની ટ્રાયલ લઇને પછી આ બધાને જવાબ આપ્યા; તેવોજ જવાબ મને મળેઃ માટે ટ્રાયલ આપવાનો મારો વિચાર નથીઃ તમે તો મફતની સ્હેલ કરનારા મફતલાલ છો.

ચટઃ (છેડાઇને–) હું કાંઈ તમને ઘેર બોલાવવા નથી આવતો સમજ્યા કે?–મફતનો મારો જીવ લેવા આવ્યા છે? જાઓ. ચાલ્યા જાઓઃ મારે કોઈની મોટર જોઇતી નથી. તમે બધા ખરાબ માણસ છો.

બધાઃ ખરાબ તો તમે છોઃ

ચટઃ ચાલવા માંડો ચાલવા. કાંઈ બોલવાનું ભાન છે? ગાડી વેચવા આવ્યા છો કે તકરાર કરવા આવ્યા છો? ઝાઝું બોલશો તો પોલીસને બોલાવીશ, સમજ્યા?

બધામાંથી એકઃ—હા સમજ્યા કે તમે લોભીયાના સરદાર છો. ઉલ્લુની ટોળીના હરણાર છો. પોતાની

આયડીને બીજાનાં હાથમાં આપનાર ગમાર છો.

ચટઃ કંઈ જીભ બંધ છે કે નહિ ? નિકળી જાઓ બહાર, નહિ તો મારા હાથના મુક્કા ખાશોઃ

—ગાયન—

બધાઃ "જા જા મોટા લૂચ્ચા, નિકળશે આંહી ટુચ્ચા,
"નહિ આંહી પાવર ચાલનાર છે......

ચટઃ "નિકળો ખાશો ધક્કા, નહિ તો જાશો મક્કા,
"કાંઈ ચોરી જવાનો વિચાર છે ?.....

બધાંઃ "વીંખરાશે ડાઢી તારી, છોડી દે તું લવારી,
"નહિ તો ડંકા બધાને તૈયાર છેઃ......જા...જા."

( ડંડાબાજી સાથે બધા ચાલ્યા જાય છેઃ ચટપટ એકલો રહે છેઃ ત્યાં ખટપટ બાવાના વેષે દાખલ થાય છેઃ )

બાવોઃ જયશ્રીકૃષ્ન....
તાંબાકી ચાંદી બનાઉં ચાંદીકા સોના,
એક રૂપિઆમેંસે બનાવ દઉં દોનાઃ

( ચટપટ, બાવાને વળગે છેઃ )

ચટઃ મહાત્મા, પધારો પધારો. ( ખટપટ બેસે છે. )

ચટઃ તમે તાંબાની ચાંદી બનાવો છો ?

બાવોઃ ગુરૂજીકા પ્રતાપસે હમ કર શકતા હૂં.

ચટઃ મને ન બનાવી આપો ?

બાવોઃ લાવ ચાંદી-સોના બના દઉં.

ચટઃ જરા બેસજો, આ લાવ્યો ચાંદીઃ (જતાં જતાં)

વેઃ બેઠા આજ આવી સુરસરિની રેલ છે,
ખરેખર મેં પૂર્વ ભવે પૂણ્ય બહુ કીધેલ છે;
આવે લક્ષ્મી ચાંલ્લો કરવાં એવા ક્યાંથી ભાગ્ય?
ચાંદીના સોના લેવાનો આજે આવ્યો લાગ–

(ચટપટ જાય છેઃ)

બાવોઃ (સ્વગત–) આવ્યો મારા હાથમાં ચટપટ લોભી આજ,
પરમાત્મા તું આ સમે નિભાવજે મુજ લાજ.
જયજય રામા, રાખ મજામાં–લીધો ધામાં–લીધો ધામા –આવ્યો ધામાં–જય દામોદર, રેજો હાજર,–(એમ બોલતો ફરે છે)

(ચાંદીનાં લાટા લઈને ચટપટનું આવવુંઃ)

ચટઃ લ્યો આ ચાંદીનાં લાટા. બનાવી દ્યો સોનાના પાટાઃ
બાવોઃ અચ્છા. લાટા તિજોરીમેં રખ દો. હમ ઇધર બૈઠ કર મંત્ર જપતા હય આધા ઘંટામે ચાંદીકા સોના હો જાયગા. તુમ બહાર ફરો. આધા ઘંટા પીછે આના —તિજોરી ખોલ કર લાટા લઈ જાનાઃ
ચટઃ સારૂં બાવાજી, હું બહાર જાઉં છું:

(તીજોરીમાં લાટા મુકીને ચટપટ જાય છેઃ)

(જતાં જતાં–) સોના. સોના. આધા ઘંટા પછી સોના..સોના..સોના....

બાવોઃ (સ્વગતઃ) ઉલ્લુ! હાથમાં આવ્યો છે તો બરાબર, –હવે કરી નાખું ગુડાભર.

(ચાંદીની ગાંસડી બાંધે છે—બાંધતાં)

બીજાની માલીકીની મિલ્કત આમ બંધાય છે, માણસ ધાને ને કરે, ખરે જમાનો આગળ વધતો જાય છેઃ
( ગાંસડી બાંધીજ-) તિજોરીમાં આ બે લાટા મૂકવા દે.
તિજોરીમાં લેડા મૂકી બંધ કરે છે-)

—ગાયન—

" લોભીયા જન ખાસ (૨)
" દ્રવ્યની માળા ફેરવશે રૂપાળા બનીને રૂપૈયાના દાસ....લોભી
" રળી રળી મરે તીજોરી તર કરે પેટમાં પુરૂં ન ખાય,
" ધૂર્ત મળે મારા જેવા પછી પાડે પોક મોટી
હાય હાય....લોભીયા,

( ગાંસડી સાથે બાવો રસ્તો પકડે છેઃ )
( થોડીવારે ચટપટ આવે છેઃ )

ચટઃ ( તીજોરી પાસે બેસે છેઃ ) છે નો એમનું એમ....છે તો જેમનું જેમ છે તો તેમનું-તેમ.....
( તીજોરી ખોલતાં-)
હૃદયના આનંદથી તિજોરી ખોલાય છે,
(ખોલીને) હાય ! આ શું ? આમાં તો પગરખા દેખાય છે !
( ગભરાઇને-)
દોડો દોડો, મારા કલ્દાર ભાગી જાય છે,
બાવો મને બાવો કરી ગયો હાગળી ચસ્કી જાય છે !
( પગરખાં હાથમાં લે છેઃ )

( ખગરખાં છાતીમાં કૂટે છેઃ )

**હાય ! હાય ! હાયરે પૈસા હાય રે પૈસા હાય રે પૈસા હાય રે હાય !**

**લાય ! લાય ! લાયરે મારા ઉરમાં લાગી લાગ્યા તારી લાય !**

**ખાય ! ખાય ! ખાયરે મારા પૈસા તેનું સત્યાનાશ જાય !**

..............હાય !-હાય !

( છાતી ખગરખાથી કૂટતો કૂટતો ગાંડો બની બહાર ચાલ્યો જાય છેઃ )

---

ખટપટઃ ( થાળી અને ડાંડી સાથેઃ )

ઈતિશ્રી "પરિવર્તન" નાટક પૂરાણે ફારસ ખંડે, મોટરવાળા અને વાણીયા સંવાદે આવો શાહૂકાર થયો ને શાહૂકાર આવો બન્યો એ નામે ચતુર્થોધ્યાય :

( થાળી પીટે છે )

( પડદો પડે છે )

---

## પંચમ દૃશ્યઃ

### સ્થળઃ લગ્નમંડપઃ

પાત્રઃ કાંતિલાલ, છેલશંકર, માનુનીઓ અને જયંત. પાછળથી ચન્દ્રમણિઃ

---

( કાંતિલાલ વરઘોડો ચડાવવા અશ્વને શણગારે છેઃ છેલશંકર નવાં નવાં વસ્ત્રાભુષણ પહેરી રહ્યો છે. માનુનીઓ

મંગળ ગીત ગાય છે. એવી રીતે સીન શરૂ થાય છેઃ )

આનુનીઓઃ — ગાયન —

"માયાઉં રાખજો ઉમંગ ઘરનો આનંદ કરજો રાજ,"
"છેલાવરને આવે હર્ષની છોળું, વ્હાલપ ઢોળું
માણુંરાજ. (૨) એકલું વાજું.
"છેલાવરનું મુખ સુધાકર જેવું ઝળકે ચળકે સુંદરસાજ,
"આંખલડી અણિયાળી છે મરમાળી
માણુંરાજ. (૨) એકલું વાજું.
"વહૂ કૂંવરની જોવા સરખી જોડી થાશે રાજ,
"માર્કંડ આયુષ ભોગવે આશિષ આપિયે
માણુંરાજ. (૨)...." એકલું વાજું.

(ગીત પુરૂં થતાં જયંત હાંફતો હાંફતો આવે છે.)

કાંતિઃ (જયંતને જોઇને-) અલ્યા જયંત, છે શું ? કેમ આટલો બધો ગભરાય છે ?

જયંતઃ વિવાહની ફજેતી થાય છે.

કાંતિઃ કાંઈ નવા જૂની બની છે ? કેમ કાંઈ બોલતો નથી ?

જયંતઃ શું બોલું મારૂં કપાળ...કન્યાએ તો આ–ઘાત કર્યો. હવે વરઘોડો શાનો ચઢાવો છો ?—નાહક ઘરની ફજેતી શું કરવા કરો છો?

કાંતિઃ (ગભરાઇને-હેં ! શું કહે છે જયંત ! મશ્કરી તો નથી કરતો ને ?

જયંતઃ કાકા, આવા સમયે મશ્કરી તે થાય ?–વિના કારણે લગ્નમાં વીઘ્ની નંખાય ?

િ (કપાળે હાથ પછાડીઃ) હા.....ય ? આખરે સાઠ
વર્ષે મ્હારી આબરૂ, ધૂળમાં મળી-લોક મારી સામે
આંગળીયો કરશે -અદેખા લોકોની આંતરડી ઠરશેઃ
( માનુનીઓ નિરાશ થઈ ઉઠે છે. અને જવા માંડે છેઃ )
એકઃ—લગનમાં વિઘન થયૂં, ચાલો સર્વે ઘેર,
બીજીઃ—કન્યાનું મૃત્યુ થયૂં, થયો કાળો કેર....(બધી જાય છેઃ
છેલઃ ( હમેશનાં કપડાં ચડાવીઃ— )
મરી કન્યા તો ભલે ક્યાં તેની દરકાર છે ?
હૃદયને રીઝાવનારી એક દિલદાર છે ?
ચાલ તેની પાસ એજ પ્રેમી નાર છે ?
સંસારનો તેમાં સમાયો સર્વ સૂખનો સાર છે...
( ખિસ્સા તપાસીઃ )
પણ શું જવું ? નાખિસામાં એક પણ કલ્દાર છે,
કાંઇ વાંધો નહિ આ ડોકરો તૈયાર છે—
( કાંતિલાલને —)—સો રૂપિઆની જરૂર છે.
કાંતિઃ શૂં કામમાં જોઈએ છે ?
છેલઃ શૂં કામમાં જોઇએ છે, એની તારે શી પંચાત છે ?
આપ જલ્દી બસ, નહિ તો તૈયાર મારી લાત છે.
કાંતિઃ દીકરા, તારી પાછળ હૂં બાવો થયોઃ રસ્તે રખડતા
એક ભિખારી જેવો થયો ? તોયે તું એવોજ રહ્યા ?-
છેલઃ ગમે તેવો રહ્યોઃ તારે તેનું શું કામ છે ?
કાંતિઃ તું સો રૂપીઆ માગે છે પણ મારી પાસે ક્યાં દામ છે-?

છેલઃ મારી પાસે ચાલાકી ન બતાવઃ સો રૂપીઆ સત્વર
આપી દે.

કાંતિઃ કયાંથી આપુ ?

છેલઃ તું વેચાઇને પણ મને આપ.

કાંતિઃ તારા જેવા કૂળકલંક દીકરાને ધિઃક્કાર છે,
બાપને વેચવા માગે-જાન ફૂટ ફિટકાર છે-?

છેલઃ જીભડી બંધ કર, નહિતર હમણાં રૂવાબ બદલી જાય છે
જોના છે રૂપિઆની તેતુજ હાલ હવે ભુંડા જણાય છે.

કાંતિઃ તારા લગનના વાજાં બંધ થાય છે; એવા પ્રસંગે તને
તને મોજશોખ કેમ સાંભરે છે ? આબરૂ ચાલી જાય
છે, તેનો કાંઇ વિચાર થાય છે ?

છેલઃ આડી અવળી વાતો જવા દે ! રૂપિઆ આપે છે કે નહિ ?

કાંતિઃ મારી પાસે નથીઃ

છેલઃ ઓ નાદાન !—( કાંતિલાલને બેચાર મુક્કા મારે છેઃ )
—( કાંતિલાલ પડી જાય છે. છેલ તેની ગળચી દાબી
ઉપર ચઢી બેસે છેઃ )

( ખંજર કાઢીઃ ) તારા પ્રાણ જાવાને બે મીનિટની વાર છે,
કહી દે કે રૂપિઆ જોઇએ તેટલા તૈયાર છેઃ

કાંતિઃ ઓ...દીકરા, મારો જીવ જાય છે. ગળું દબાય
છે—મને મૂકી દે.

( આકાશ વાણીઃ )

—છોડીદે, છોડીદે, અનાચાર કાં વધારે છે ?—

—પુત્રને પિતા તણો, કેમ સંબંધ વિસારે છે?—
—જન્મદાતા બાપને, ઘાતકી ! કેમ મારે છે?—
—શામાટે જનકના ઉપર જુલમ ગુજારે છે ?—
( છેલ, ઉભો થઇ જાય છે: )

છેલ: ( ચમકીને—) અરે ! આ શબ્દો કયાંથી સંભળાય છે ?
મારા કાનનાં પડદા કેમ તુટી જાય છે ?
( આકાશ વાણી: )
સત્કર્મને દુષ્કર્મનો ઇન્સાફ જ્યાં દેવાય છે !
તે સ્થળેથી દીવ્ય શબ્દો જાણજે સંભળાય છે—!

છેલ: (સ્વગત:) આ સ્થળ હવે ભયંકર જણાય છે:...જલ્દી જાઉં કામપ્રભાની પાસે, વાપરવાના પૈસા ત્યાંથી મળી જાશે:
( છેલ જાય છે: )

કાંતિ: (સ્વગત:) ખરેખર ! મારૂં નાક કપાઇ ગયું. ઉજળે મોઢે બહાર નિકળાય એવું ન રહ્યું. કીર્તિના શ્વેત પટમાં શ્યામ કલંક લાગ્યા જેવું થયું—હાય—બહાર કેમ જવાય? લોકોનો ઉપહાર કેમ સ્હેવાય? (ઉન્માદથી–) ઓ જીવ, ચાલ આ દેહ પિંજરમાંથી ઉડી જવા તૈયાર થા. (ખંજર લઇને–) ઓ ખંજર, તું મારા લોહીની તરસી થા—આ દુ:ખી આત્માની છાતીમાં પેસી જા—(ઘા કરવા જાય છે ત્યાં થાય છે. —આકાશવાણી–) (તેજ છુટે છે:).

અટકી જા.

જગતનાં ભોળા પ્રાણી, સાહસ કેમ થાય છે?

કાંતિઃ–(તેજ તરફ હાથ જોડી:) દેવ, કીર્તિ બધી ચાલી જાય છે!

: આકાશવાણી :

ધીરજથી શાંતિથી બધાં સારા વાનાં થાય છે?

કાંતિઃ પણ શું કરૂં દેવ! મારો જીવ સળગી જાય છે.

: આકાશવાણી :–

—શ્રદ્ધા હોય તો સાંભળ, આ આકાશવાણી થાય છેઃ—
—તારા દુખી જીવનનો, હવે સૂખમાં પલટો થાય છેઃ—
—તારો પૂત્ર છેલશંકર, વેશ્યા ગૃહે જે જાય છે—
—ત્યાં જા. ને જો. કે શી ઘટના થાય છે!—

(તેજ અદ્રશ્યઃ)

કાંતિ! (સ્વગતઃ) આકાશવાણીને માન આપી, વેશ્યાગૃહે જઇને જાઉં કે ત્યાં કેવી ઘટના થાય છે? ત્યાં જવાથી જોઉં કે મારા દુઃખી જીવનનો સુખમાં કેવી રીતે પલટો થાય છે?

( વેશ્યાગૃહ પ્રતિ પ્રયાણઃ )

( પડદો પડે છે )

## સપ્તમ દશ્યઃ

### સ્થળઃ વેશ્યામન્દિર.

પાત્રઃ કામપ્રભા, ચમેલી, છેલ, અને કાંતિલાલ.

(પડદો ઉપડતાં પોતાની દાસી સાથે કામપ્રભા દેખાય છેઃ)

(સારંગીમાંઃ) —ગાયન—

" ઉન શા....મરે...મોરી બયા તે મરો..........રી.....(૨)
" મંચરે અકે....લી; ચલી બન કૂં....જમેં,–
" બિચમે મિલો મોરા........રી......ઉન.
" નેન નચા....કર, પકરી જુગલ......કર,
" કીનો ચુંબન બલ જો.........રી........ઉન.
" રકઝક મે..રી ધ્યાન ન લી......ની–
" કર દીની......આ જા.........રી–ઉન."

( દૂરથી છેલશંકરને આવતો જોઈ સ્વગત– )

. પેલો છેલશંકર આવતો જણાય છે. અંગ ઉપર આજે ફાટેલા કપડા દેખાય છેઃ એની સાથે પ્યાર કરવામાં કાંઇ સાર નથી. તેના ચ્હેરા પરથી જણાય છે કે તેની પાસે એક પણ કલ્દાર નથી. ( દાસીને–) દાસી, હું અંદર એમ્રું છું પેલો આવે છે તેને અંદર આવતાં રોકજે.

**દાસી:** બાઈ સાહેબ, બહુ સારૂં

(કામપ્રભા અંદર બેસે છે:)

( છેલશંકર આવે છે: )

છેલ: કેમ, તારા બાઇસાહેબ શું કરે છે ?

દાસી: તેનું તમારે શું કામ છે ? જ્યાં જવા નિકળ્યા હો, ત્યાં ચાલ્યા જાઓજ.

છેલ: વળી બીજે કયાં જવાનું હતું ? પ્રાણ પ્યારીને મૂકી પારકે ઘેર ભટકવાથી શું શ્રેય થવાનું હતું ?

દાસી. અહિં કોણ તમારી પ્રાણ પ્યારી છે ?–મગજમાં ચિત્તભ્રમ વાયૂએ પ્રવેશ કર્યો છે, કે આટલીનાં પવિત્ર પાણીથી કોઠો ભર્યો છે ?

( છેલ આગળ જાય છે. દાસી રોકે છે: છેલ લાત મારીને અંદર જાય છે. દાસી પડી જાય છે: )

છેલ: (અંદર જતાં) કેમ દીલોજાન, (કામપ્રભા બહાર આવે છે) ખૂશીમાં તો છે ને ?

કામ: (તરછોડીને-) દીલોજાન કહેનાર હેવાન, આ કોનું ઘર છે .તેનું છે કંઈ ભાન ? વગર રજાએ મારા ખાનગી આવાસમાં કેમ આવ્યો ?

છેલ: વ્હાલી, ગરીબનાં જેવા દિદાર જોઇ મને વિસરી ગયા છો; કે સેવકથી મશ્કરી કરવા તત્પર થયા છો ? મારૂં નામ છેલશંકર કે જેણે પ્રેમમૂગ્ધ થઈ પોતાનું હૃદય

તને સમર્પ્યું છે. ઘણાં દિવસસે પ્રેમ આમ કેમ ભૂલી જાય છે ?

પ્રીતિની જાળમાં જકડી હવે કેમ બેવફા થાય છે ?

તારા જેવી પ્રેમાળ પુતળીને આવું વર્ત્તન છાજતું નથી. મારી જીગરજાન !

કામ: ચૂપકર નાદાન, તે વખતની વાત તે વખત ગઈ.
હતી ત્યારે હતી યારી હવે પરવા નથી તારી.
ભિખારી જોઈને તુજને તૂટી ગઇ આપણી યારી.

છેલ: ( દુઃખિત સ્વરેઃ )
ફના હું તો થયો ભારી સલુણી પ્યારમાં તારા,
છતાં મુજને તિરસ્કારી હવે તું બેવફા થા ના,
કરી ના આબરૂ વ્હાલી, કરી ના માલની પરવા,
જીવન દીધું બધું આલી હવે તૂં બેવફા થા ના. '
કીધા છે હાલ તેં બૂરા ઉતારી કૂપમાં મારા,
લગાવી નેનનાં ખંજર હવે :તું બેવફા થાના.
કટાક્ષો વાપરી મારા જીગરના તેં કીધા ચૂરા;
જીવન આધાર ઓ પ્યારી હવે તું બેવફા થાના.

કામ: અરે ઓ કામના અંધા વિચારી જો જરા નજરે,
પ્રિયા છે કોણુ અહિં તારી હવે તું ઇશને ભજરે.
અમારો આજ છે ધંધો બણુચકને બનાવાનો,
નથી તે વિણુ કૈં ફંદો અમારે તો કમાવાનો.
ઉતરસે તું હવે હેઠો લવારી છોડને તારી,

તજીદે આશ તું સારી નથી તારી આહ' પ્યારી,

છેલ: આખરે આમ કરવું હતું, ત્યારે પ્રથમથી મધુર શબ્દ- વડી શા માટે મારૂં મન હરી લીધું ? નેત્ર ખંજરથી શા માટે મારૂં કાળજું ઘાયલ કીધું ?

કામ: હૈયાના કૂટેલ તે વખતે તારા ગજવામાં કલ્હારનાં આકર્ષક અવાજ થતા હતા; અને અત્યારે તારા કોટના તોબરા જેવડા ખીસ્સા પણ ખાલી પડયા છે. લાંબૂ લાંબૂ વિવેચન કર્યા વિના એક શબ્દમાં સમજી જા; કે હવે પ્રથમનો વખત ગયો છે. શું તું જાણતો નથી કે વેશ્યા લક્ષ્મી હોય ત્યાં સુધીજ સ્નેહ દેખાડે છે ?

છેલ: અરે જીવતી ચૂડેલ, તારા જેવી અધમ અબળાને હજારવાર ફિટકાર છેઃ ( કપાળે હાથ પછાડીઃ ) હાય, મેં જો પ્રથમથી આવું જાણ્યું હોત તો મારા પવિત્ર પિતાની અવજ્ઞા કરી તારી પ્રપંચી જાળમાં પડત નહિ. હાય. મેં આંધળાએ મૃગજળને ખરૂં જળ માની હાથે કરી પાયમાલી વ્હોરી લીધી.–બાપદાદાની અમૂલ્ય આબરૂ અળગી કીધી–અરેરે ? નાતજાતમાં નિંદાપાત્ર થયો, તેનો બદલો તું આવી નીચતાથી વાળે છે ? ઠગારી નાર, કંઇક તો વિચાર—

કરોડોની બધી પૂંજી દીધી છે મેં તને પ્યારી–!
અધમતા ના હવે છોડો બતાવે કેમ હત્યારી–!
નથી એક પાઇ પણ પાસે ગૂજારો શી રીતે થાશે ?

બન્યો છું સાવ બાવો હું, તારા ફંદનાં ફાંસે—

**કામઃ** ઘેરઘેર ભીખ માગીને ગુજારો આજથી કરજે,
મળે જો ભીખ ના તો પેટમાં પાટુકા ભરજે;
રવાનો થા અહિંથી તૂં ન વળશે કાંઈ ચાળામાં
ન એકે હોય આશ્રય તો જાજે ધર્મશાળામાં.

**છેલઃ** ફૂલ્ટા, આમ કૃતઘ્ની ન થા. વીશ્વાસઘાતી ન થા. તારી પાછળ હું બેહાલ થયો છું. આખા જગતમાં નિંદા-પાત્ર થયો છું.

**કામઃ** મૂર્ખનાં સરદાર, છાનોમાનો નીચે ઉતર, અને ઘર તરફ ગમન કર.

**છેલઃ** (સક્રોધઃ) જઇશ તે ક્યાં–હવે તે છે પરસ્પર જાન જવાની વાતો. મારી મિલ્કત પાછી આપ. પ્રેમ કર કાંતો.

**કામઃ** મારા ઘરમાં, તૂં મારા સામો થાય છે?

**છેલઃ** હા...મારાથી તું બેવફા થાય છે–!

**કામઃ** પાઈ પણ પાસે નહિ, ને રૂવાબ રાજાનાં,

**છેલઃ** ચૂપ કર ચૂડેલ, રાખ તારી જીભ માનમાં.

**કામઃ** તારા જેવા હીજડાથી શું કામ પ્રભા ડરનાર છે!
જો નજીક આવ્યો તો આ તમંચો તૈયાર છે (ટેબલના ખાનામાંથી તમંચો લે છેઃ)

**છેલઃ** તારા તમંચાની મને નથી દરકાર,–આ ચપ્પૂ તારો છે પ્રાણ લેનાર. (ચપ્પૂ કાઢવો)
તમંચો હાથમાં ને હાથમાં રહી જાશે,

આ તીવ્ર ચાકાથી તારા જાન ફના થાશે.
જો હોય જીવવાની આશા, તો લીધેલા પૈસા આપી
દે પાછાઃ

કામઃ એક ફૂટી બદામનાં પણ દર્શન નહિ થશે.

છેલઃ લોહી ચૂસીને, હવે બહુ ફૂલાતી જાય છે,
જો તારા હાલ દુષ્ટા, આજ કેવા થાય છે.
(ચપ્પુ સાથે છેલ ધસે છેઃ)

કામઃ (તમંચો તાકીને–)
એક ડગલું જો ભર્યું તો તમંચો છૂટી જશે,
પ્રાણ તારા દેહમાંથી આ સ્થળે છૂટી જશે.

છેલઃ મારા વેરની વસુલાત, ચપ્પૂ વડે કરનાર છું.
હુશિયારી દે તજી. મારા હાથથી તું મરનાર છું.
એમને એમ રહેશે તમંચો હાથમાં તારા–
ને દેહ તારો વીંધશે આ ચપ્પુની ધારા—
( છેલ, કામપ્રભાની છાતીમાં ચાકૂ મારે છે. કામપ્રભા પડી જાય છેઃ છેલ તેની છાતીપર ચઢી બેસે છેઃ)

કામઃ (પડતા–) ઓ...હો...!—
( કાંતિલાલનુ આવવુંઃ )

કાંતિઃ (ગભરાઈને–) છેલશંકર, આ શું કર્યું?

છેલઃ જેણે મરૂં જીવતર ઝેરી બનાવ્યું; જેણે મને આપનો અક્ષમ્ય અપરાધી બનાવ્યો, જેણે મને હાલહોલ કર્યો; તે ગુન્હેગારનો વધ કર્યો–(ચપ્પૂ મેદાનમાં કાંતિ

તરફ નાખીને–) લ્યો આ ચપ્પૂ– હવે મારો વધ તમે કરો....હું તમારો અપરાધી છું:

કાંતિ: આ જગતના ન્યાયમાં છોરૂકછોરૂ થાય છે,
તો પણ વડીલો તો સદા માફીજ દેતા જાય છે.

છેલ: મારે લીધે કાળા કલંકો શિર આણ્યા આપને,
એ ઘોર ગુન્હાની ઘટે છે મ્હોતની શિક્ષા મને–

કાંતિ: શાંત થા પ્યારા પૂત્ર, ઉન્માદ વશ કાં થાય છે?
માનવી નિમિત્ત છે, બનવાનું બન્યે જાય છે.

છેલ: ચપ્પુ લેતા આપને કમકમાટી થાય છે,
(ચપ્પૂ લઇને–) તો લ્યો, મારા હાથથી મારો જાન ફના થાય છે.
(ચપ્પૂ છાતીમાં મારવા જાય છે, ત્યાં તેજ છૂટીને છેલનો હાથ ઉંચેજ રાખે છે:)

છેલ: ઓહ ? મારા હાથ ઉંચે કેમ ખેંચાય છે ?

—આકાશવાણી:—

આવેશમાં આત્મા તણો કેમ કરે છે નાશ,
હાથ જોડી માગ માફી તાત તારા પાસ–
(છેલ ચપ્પૂ ફેંકી દઇને–) (તેજ અદ્રશ્ય:)

છેલ: અપરાધ મારા લાખ, આપો માફ તેની આ સમે,
પ્યારા જનક, આ દીન બાલક આપના ચરણે નમે–
(પગમાં પડે છે)

કાંતિ: જીવન સુધારી લે હવે એ શીખ આપું છું,
સુખી રહે તું સર્વદાએ આશિષ આપું છું.
(પડદો પડે છે:)

ડ્રોપસીન
દ્વીતીયાઙ્ક સમ્પૂર્ણ:

તૃતિય અંક.

પ્રથમ દ્રશ્ય:

સ્થળ: પ્રભાકરનો રૂમ:

પાત્ર: પ્રભાકર, ચિમનલાલ અને ડોકટર.

(પડદો ઉપડતાં પ્રભાકર ઉદ્વીગ્ન ચ્હેરે ઉભેલો દેખાય છે:)

પ્રભા: (સ્વગત:) આજનો દિવસ મને કેમ ભયંકર જણાય છે? આ મારૂં નાનકડું નિવાસસ્થાન મને કેમ ખાવા ધાય છે?

કંઈ જ્યાં હોય દૃષ્ટિ ત્યાં પડે છે ત્રાસની વૃષ્ટિ,
મહા વીકાળ થઇને આજ ખાવા ધાય છે સૃષ્ટિ,
કમ્પે હૃદયને હાથ બની મમ કંપતી દૃષ્ટિ,

થવાની આજ શું મારાપર હશે શું કષ્ટની વૃષ્ટિ
(પોસ્ટમેન આવી એક પત્ર આપી જાય છે)

**પ્રભાઃ** ( વાંચીને- )
ચિતા બની ચોરી બદલ વિવાતણી વરસી થઈ,
આશાભરી લોળી સૂકન્યા હાય ભસ્મીભુત થઈ-!
(મુછો પામે છેઃ)

(પ્રભાકરનો સ્નેહી ચિમનલાલ આવે છેઃ)

**ચિમનઃ** (ચમકીને-) અહા, આ શું ? પ્રભાકર મુર્છાવશ કેમ ?
( કાગળ તરફ નજર કરી) સમજાય છે મુછોનું
કારણુઃ-આ કાગળનું વાંચન....... જોઉં કે તેમાં શું
લખાણુ છે ? (કાગલ લે છેઃ)

(વાંચવોઃ) સદ્દગુણ સાગર પ્રભાકર,

પૂષ્પાગૌરી લગ્નનાં પહેલાં ઝેર પીને તમારા નામનો પોકાર કરતાં મરી ગયા....સંસારનો સહવાસ છોડી અદશ્ય પંથે પ્રયાણુ કરી ગયા.

લી. પૂષ્પાની એક સખી.

પૂષ્પાનાં આત્મઘાત વાંચીને પ્રભાકરની આ સ્થીતિ થઈ જણાય છે. પ્રિયતમના અભાવે પ્રેયસી આત્મઘાત કરે,- અને પ્રેયસીનાં અકાળ આત્મઘાત વાંચી પ્રિયતમ બેભાન થઈ જાય એવા પ્રબલ પવિત્ર પ્રેમના ઉપાસકોને ધન્ય છેઃ ચાલ સત્વર એક સારા ડોકટરને બોલાવી લાવૂં: (જવુંઃ)

**પ્રભાઃ** ( સ્વગતઃ ) ઓ પૂષ્પા, પૂષ્પા, આવ...આવ અહી

આવ. શા માટે દૂર નાસે છે ?–શા માટે તારા આ પ્રેમીકથી ત્રાસે છે ?–( ચમકીને–) અરે–? હું કોને બોલાવું છું ?–જેને બોલાવું છું તે આટલામાં કયાં છે ? અરે આ દુનિયા ઉપર પણ કયાં છે ?– – –પુષ્પા, પુષ્પા–?

સંસારના સંબંધ જુઠા ગણી ચાલી ગઈ,
પ્રભાકરને રોતો કરી દુ:ખડંસને દેતી ગઈ:
હજી કામ આ સંસારમાં તારૂં ઘણું બાકી હતૂં,
મૂકી અધૂરા સ્વર્ગમાં જાવૂં તને શાને ગમ્યૂં ?

હા......ય !

મનની બધી મનમાં રહી આજે બધી બગડી ગઈ,
પુર ભાદ્રપદમાં સ્નેહ સરિતા શુષ્ક થઈ ચાલી ગઈ–!

( મુર્છા ખાય છે: )

( ચિમન ડૉકટર આવે છે. )

ડાકટર, દર્દીને તપાસવા આવે છે:)

**ચિમન:** ડૉકટર સાહેબ, પ્રભાકરની સ્થીતિ ગંભીર છે કેમ ?

**ડૉકટર:** હા. છે તો તેમ: પણ મારાથી બનતા ઉપાયે બનતી સારવાર કરી સાજા કરવા યત્ન કરીશ: પછી તો તેમનૂં જેવું કિસ્મત–!

(દર્દીની નાડી તપાસે છે:)

**અંધ.:** —ગાયન—

" ભલે કરમાં અહી નાડી તપાસો ઉતરી ઉંડા,
" અમારો જાણવા વ્યાધી તમે વિદ્યા નથી શિખ્યા,

"તમારા ઔષધો મોંઘા હશે આબાદ ને ઉંચા-
"અમારા રોગને માટે જણાશે સર્વ એ જુઠ્ઠા.
"તમારા આ મલમપટ્ટા ભલે હો હીમથી ઠંડા-
"ઝરે છે આજ તેમાંથી અમારે કાજ અંગારા-
"જગતનાં ક્ષુદ્ર રોગીની તપાસો જઇ તમે નાડી,
"હૃદયનાં ભવ્ય રોગીની તજી ઘોને તમે નાડી."

**ચિમનઃ** ડૉક્ટર સાહેબ, દર્દીને શું જણાય છે ?

**ડૉક્ટરઃ** હૃદયની પીડા જણાય છેઃ

**ચિઃ** સુધરતાં કેટલા દિવસ થશે ? દવાનો ચાર્જ શું થશે ?

**ડૉઃ** આ રોગની દવા મારી પાસે તો નથીઃ

**ચિઃ** ચાર્જ ગમે તે કરો...પણ દવા તો કરો.

**ડૉઃ** દર્દીને માનસિક વ્યાધિ છેઃ અને માનસિક વ્યાધિનું ઔષધ, મારી પાસે તો શું, ખૂદ ધન્વંતરી જેવાનાં ઔષધાલયમાં પણ ગેરહાજર છે.

**ચિઃ** જોઇએ તેટલા પૈસા લો.

**ડૉઃ** માફ કરો.....પૈસાના લોભે-પરમાત્માના ગુન્હેગાર થવા જેટલી તાકાત મારામાં નથીઃ....દર્દીનું ગમે તે થાય, પણ ડૉકટરનું દામ ન જાય એવા પૈસાપૂજારી ડૉકટરો હાલના જમાનામાં ઉભરાતા જાય છે; પણ તેઓ નથી જાણતા કે જગતના નાથનાં ન્યાયી ચોપડામાં રાક્ષસના નામથી ચિતરાય છે.

ડૉકટર નહિ તે દૈત્ય છે દર્દીનું હિત જોતા નથી,

ડૉક્ટર નહિ તે દૈત્ય છે દર્દિપર મમતા નથી.
ડૉક્ટર નહિ તે દૈત છે દિલમાં દયા ધરતો નથી,
ડૉક્ટર નહિ તે દૈત છે જે ભગવાનથી ડરતા નથી.

મહાશય, હું ડૉક્ટર છું પણ માણસ છું....દૈત કે રાક્ષસ નથીઃ

ચિઃ તમારા જેવા નિખાલસ હૃદયનાં ડૉક્ટરોને મારા ધન્યવાદ હો ?—

ડૉઃ જો પોતાનાં સ્વાર્થમાં ભોળા પ્રાણીઓનાં ભોગ ન લેવાનો સદ્‌ગુણ કેળવાય છે; તો તમારાજ નહિ, પરંતુ આખા જગતનાં ધન્યવાદ મેળવાય છેઃ...દુનિયાપરના ડૉક્ટરો અમાનુષિ સ્વભાવનો ત્યાગ કરે-માનુષિ સ્વભાવ ધારણ કરે; દર્દીને પોતાનો આત્મબંધૂ માને દ્રવ્યની દરકાર નહિ કરતાં સેવા કરવાનો ગુણ કેળવે, તો તમારા જેવા એકનાંજ નહિ; પરંતુ આખી જગતનાં આશિર્વાદ મેળવે.

ચિઃ બરાબર છેઃ....દરેક ધંધાદારીઓ પોતાના સ્વાર્થમાં દુષ્કૃત્યો કરતા અટકી જાય, તો આ હળાહળ કળિ-યુગમાં પણ સતયુગ પ્રસરી જાયઃ

ડૉઃ પરંતુ સ્વાર્થનાં ઘાટા પડળથી અંધ થયેલાઓને સત્ય ક્યાંથી સમજાય? અને સત્ય ન સમજાય; ત્યાં સૂધી કળિનું જોર ક્યાંથી ઓછું થાય ?-મહાશય ! બહુ વખત ગયો, હવે હું રજા લઉં છું; આ દર્દીને એકલા ન મૂકવાની ભલામણ કરું છું.

**ચિ:** આપે અહિં સુધી વિના ચાર્જે પધારવાની તસ્દી લીધી: એ માટે આપનો અત્યંત ઉપકાર:

**ડૉ:** ઉપકારનો ઉચ્ચાર એ કર્ત્તવ્ય કેરી ભ્રષ્ટતા,
ઉપકારનો ઉચ્ચાર એ કર્તવ્ય કેરી વંચના:
કર્ત્તવ્યનિષ્ઠ શશાંક સૂરજ સર્વદા નભ સંચરે.
વરસાદ વરશે ને પૃથ્વી પ્રાણીને હૃદયે ધરે,
આમ્રતરૂ આપેફળો સલિલ શુચિ સરિતા વહે,
એ સર્વ સિદ્ધ સ્વભાવથી ઉપકાર એકે ના કરે–
તો પછી ઉપકાર શાનો ભાઈ માનો ફરજ કૈંક બજાવતાં
ઉપકાર શાનો ધર્મને પંથે ઘડીભર ચાલતાં
ચૂકવું ફરજનું કરજ તો શાહુકારો ભલે કહો,
પણ એ ઉચીત વ્યવહારથી ઉપકાર શો મારો થયો ?

**ચિ:** વાહ, આપ ડૉકટર નહિ પરંતુ દેવ છો.

**ડૉ:** હું જઇશ.

**ચિ:** પધારજો. (ડૉકટરનું જવું:)

**પ્રભા:** (બેભાનાવસ્થામાં ઉભો થઇને ન્હાસતાં-)
ગોતી લઈ હું સ્વર્ગમાં જલ્દી મળું પૂષ્પા તને,
આવું અરે આવૂં નહિ ક્ષણનો વિલંબ કરૂં હવે.
(ભાગી જવા જાય છે. ચિમન પકડે છે:)

**પ્રભા:** (પોતાને છોડાવતાં-) આઘા ખસો. છોડી દ્યો. મારી મધુરીને મળવા જવામાં મને વિલંબ થાય છે–?
( પ્રભાકર ઉન્મત્ત થઈ છૂટીને ચાલ્યો જાય છે:)



## દ્વીતીય દશ્યઃ

સ્થળઃ રસ્તોઃ

પાત્રઃ ચટપટ, નિશાળીયાઓ, સિપાઈ વગેરે.

( પડદો ઉપડતાં ચટપટ છાતી કૂટતો પ્રવેશ કરે છેઃ )

ચટઃ ( જોડાથી છાતી કૂટતોઃ )

હાય, હાય....હાયરે પૈસા હાયરે પૈસા હાયરે પૈસા હાય–!
લાય, લાય....લાયરે મારા ઉરમાં લાગી લાટા તારી લાય–!
ખાય, ખાય...ખાયરે મારા પૈસા તેનું સત્યાનાશ જાય–!

( ચટપટ, રસ્તા વચ્ચે બેસે છેઃ ત્યાં નિશાળીયા આવે છેઃ "લોભીયા–લોભીયા" કહી પજવે છે. ચટપટ ખીજાય છે.
—એક ગૃહસ્થ ત્યાંથી પસાર થાય છેઃ

ચટઃ ( ગૃહસ્થનો છેડો પકડીઃ ) એ ચોર, મારા પસા આપતો જા.

શેઠઃ છોડી દે. છટ્ છટ્...નહિ તો પોલીસને બોલાવૂં છૂં.

ચટઃ મારા પૈસા આપતો જા.

શેઠઃ પોલીસ—

( પોલીસનું આવવુંઃ )

( ચટપટ ગૃહસ્થને છોડી પોલીસને વળગે છેઃ )

ચટઃ મારા પૈસા આપઃ

પો: લે. ( ડંડા લગાવે છે. )
ચટ: મારા પૈસા આપ.
પો: લે: ( ડંડા લગાવે છે. )
ચટ: વોય તારા બાપરે-!-મારા પૈસા આપરે—!
( પોલીસ બે ચાર ડંડા લગાવી દે છે. )
ચટ: જમાદાર સાહેબ, મને ન મારો...મારૂં ગાંડપણ ચાલ્યું જાય છે: અરરર !-જમાનો વંઠી જાય છે.
પો: ( સ્વગતઃ )
બાયડી જનાવરને જે આવા ગાંડા થાય છે,
ડંડા લગાવ્યાથી ખરેખર પાંસરા થઇ જાય છે-(જવું:)
ચટ: ( પશ્ચાત્તાપ કરતો )
ખાધું નહિ પીધું નહિ દીધું નહિ પરમાર્થમાં,
રાચી રહ્યો બસ એકલા કલ્દાર કેરા અર્થમાં;
જીવની પેઠે અતિશય સાચવી લક્ષ્મી સદા,
પણ લોભીયાનું દ્રવ્ય ધૂતારા ઠગી જાતા સદા;
પ્રાણને ઈશ્વરથકી પૈસો બહૂ વ્હાલો કર્યો,
લોભમાં અંધો બની ઉપયોગ સારો ના કર્યો.
એ માટ આવી આ દશા મારૂં હ્રદય પસ્તાય છે,
હદ વિનાના લોભમાં અંતે દશા આ થાય છે-!
( એક ફેરીયાનું આવવું. )
ચટ:—( ટેલતો. )
પૈસા ગાંઠના જાય ને ઉપરથી ડંડા ખવાય છે,

ક્યાં જઇને પોકાર કરવો ?–જમાનો વંઠી જાય છે.

ફેરીયો: ભાઈ, કેમ દિલગીર જણાવ છો ?

ચટ: આ ભોળા પ્રાણીનાં પચાસ લાખ ચાલ્યા જાય છે,
  દીલગીર ન થાઉં તો શું કરૂં ?–જમાનો વંઠી જાય છે.

ફેરી: જમાનાની તમને શી પડી છે–!

ચટ: સોનેરી ટોળીયો હાલમાં જ્યાં ત્યાં ઉભરાય છે,
  શું કહૂં ભાઇ ? આજકાલ જમાનો વંઠી જાય છે,

ફેરી: ત્યાગી ઘો ભ્રમણા બધી ને ખાદીની ફેરી કરો,
  તન મન અને ધનથી ભારત દેશની સેવા કરોઃ

ચટ: ભાઇ, ખાદી એ વળી શું છે ?–કે જેની ફેરી કરવાની
  તમે ભલામણુ કરો છોઃ

ફેરી: ( પહેરેલા કપડા બતાવીઃ ) આ રહી ખાદીઃ કે જેના
  સત્કારથી છે દેશની આબાદીઃ

ચટ: ( ખાદી જોઇને–) ઓહો, આટલી જાડી ખાદી–ભાઈ,
  આટલો બધો ભાર શરીરપર કેમ સ્હેવાય છે ?

ફેરી અમને ખાદીમાં દેશનો ઉદ્ધાર દેખાય છે.

ચટ: ખાદીનાં કપડા પહેરવા મન મને થૈ જાય છે,
  કહો ભાઇ, ત્રણ કપડાનાં દામ શું લેવાય છે.

ફેરી: શ્રીમંત પૈસાદારના બે રૂપિયા લેવાય છે,
  ગરીબ આવે તો તેને મફત પણ દેવાય છે.

ચટ: ભાઇ, મારા પચાસ લાખ રૂપિયા ધુતારો ઠગી ગયો

છે. આ એક રૂપિઓ પાસે છે: જો એક રૂપિઆમાં આપી શકો તો આપો.

ફેરી: ઘણીજ ખૂશીથી. આ એક રૂપિયો પણ તમારી પાસે રાખો. જે તમને કામ આવશેઃ લ્યો પ્હેરો આ કપડાં. (કપડાં આપે છે.) અને હવેથી ખાદીનાંજ કપડાં પહેરજો.

ચટ: (પહેરી લે છે: )

સૂર્ય ચન્દ્રની સાક્ષીએ આજ નિયમ લેવાય છે.
કે આજથી આ સેવક ખાદી ઉપાસક થાય છે:

ફેરી: જૂલમનું જડબું ભાગવા બ્હો ખાદીમાં તાકાત છે,
બોલો સર્વે એક સાથે ખાદી અમારી માત છે.

ચટ: જાડી, ધોળી, મેલ વિહોણી, ખાદીનો શણગાર છે.

ફેરી: ખાદીનાં સન્માનમાંહી હિન્દનો ઉદ્ધાર છે—!

—જવું—

---

ખટ: (થાળી દાંડી સાથે:-)

ઇતિશ્રી "પરિવર્ત્તન" નાટક પૂરાણે, ફારસ ખંડે નાના–મોટા સંવાદે કલ્હાર–ખાદીનાં ઉપાસક થયા એ નામે અંચમો ધ્યાય. ( થાળી પીટે છે: :

ઇતિશ્રી ફારસ વિભાગ સમાપ્ત—

( થાળી પીટે છે—) —જવું—

## તૃતિય દશ્યઃ

### સ્થળઃ શ્મશાનઃ

પાત્રઃ પ્રભાકર, કૃષ્ણ, પુષ્પાઃ

(પડદો ઉપડતાં પ્રભાકર, પૂષ્પાની રાખનાં ઢગલા પાસે દેખાય છેઃ)

પ્રભાઃ (ઉશ્કેરાઇને–)

એ હૃદય, તું બસ જા બળી અંગારમાંહી રાખ થા,
પ્રાયશ્ચિત એ પૂરૂં નથી જા જા હવે દુર્મુખ થા,
બાળા ફસાવી ત્હેં અરે એ દુષ્ટ દીલડા દૂર થા,
આ જૂલમ કૈં ઓછો નથી બસ ઝેર ખા બસ ઝેર ખા.

(શરીરે રાખ ચોળવીઃ )

શોધૂં સકળ સંસારમાં પૂષ્પા છતાં મળશે નહિ;
લઇને ફકીરી વીચરૂં પૂષ્પા છતાં મળશે નહિ.
ઉભો રહીને એક પાયે શૂદ્ધ થૈ તપ આદરૂં,
વનનાં બધાં વૃક્ષો વિહંગોને ભલે હું કરગરૂં.
પણ નહિ મળે રે નહિ મળે બસ નહિ મળે રે નહિ મળે,
હું શું કરૂં ? પૂષ્પા વિના મુજ હૃદયમાં અગ્નિ બળે–!

( ખંજર કાઢીને–)

ડંખે હૃદય મારૂં બહૂ એ માટ મરવું ઇષ્ટ છે,

નિર્મળ અવિચળ પ્રેમ માટે ભોગ એજ અભીષ્ટ છે.
(પૂષ્પાને ઉદ્દેશીને-)

વ્હાલી, વિલંબ કરૂં નહિ આવું હું મળવા તને,
સ્નેહાળ બાળા સ્નેહથી સત્કારજે તવ————

(ખંજર ભોંકવા જાય છે ત્યાં ગુપ્ત અવાજ આવે છે—"મા"—)

પ્રભા: (ચમકીને-) અરે, આ અવાજ કયાંથી આવ્યો ? (ચોતરફ જોઇને) અહિં તો કોઈ નથી. મારૂં હૃદયજ ભ્રમસય છે. ઓ હૃદય ચાલ ચાલ હવે વીર થા:—પાપનું પ્રાયશ્ચિત કરવા ગભરાટ છોડીને ધીર થા.

વ્હાલી વીલંબ કરૂં નહિ આવૂં હવે મળવા તને,
સ્નેહાળબાળા સ્નેહથી સત્કારજે તવ કાંતને—

(ખંજર ભોંકવા જાય છે ત્યાં ગુપ્ત અવાજ થાય છે.

ગુપ્ત અવાજ: મા કર—વત્સ, આત્મઘાત ના કર.

( શ્રી કૃષ્ણ ગરૂડારૂઢ પધારે છે. )

શ્રી કૃષ્ણ: ધન્ય વત્સ, ઉર નિરમળ તારૂં.

પ્રણય ઉછરતું સુંદિર સ્થાન,
પ્રેમ ભક્તિ તુજ દઢ દેખીને,
બચાવવો પડશે તવ જાન——

પ્રભા: દીનદયાળુ પરમાત્મન્, આપના અઘહરણ ચરણમાં મારા પ્રણામ છે.

કૃ: કલ્યાણ વત્સ—! તારા અવિકારી પ્રણયને લીધે હું સ્વર્ગથી અહિં આવ્યો છું.

પ્રભા: વાહ પ્રભુ !

કૃ: વત્સ, તારી પ્રણયિનીને સજીવન કરૂં છું-!

( ભગવાન્ જળજંલિ રાખનાં ઢગલા પર છાંટે છે પુષ્પા સજીવન થાય છે. )

પુષ્પા: ઓ વ્હાલા,-!

પ્રભા: મારી મધુરી-! ( બન્ને ભેટી પડે છે. )

( હસ્ત મેળાપ: )

શ્રી કૃષ્ણ: ( હસ્ત મેળાપ કરતાં-) વત્સ પ્રભાકર તારી પ્રણયીનો હાથ તારા હાથમાં આપું છું-તમારા જેવા શુદ્ધ પ્રેમનાં ઉપાસક દંપતી ઉપર મારો હાથ આપું છું.-અને દેશ સેવાના પૂનિત યજ્ઞમાં યથાશક્તિ ફાળો આપવા શક્તિમાન્ અને ઉત્સાહી બનો એ આશિર્વાદ આપું છું:

ઉપરથી:—કલ્યાણ થાઓ નવદંપતીનો કલ્યાણ થાઓ

(સુમન વૃષ્ટિ થાય છે.)

(શ્રી કૃષ્ણ ચાલ્યા જાય છે.)

પુષ્પા: ( સસ્મિત: )

જગતનાં નાથના હાથે બની હું આપની દાસી,
પધારો પ્રેમની પ્રતિમા કરૂં પૂજા થઈ દાસી.

(પગમાં નમે છે.)

—ગાયન—

પ્રભા: " ચરણની....તું નહિ દાસી. (૨)

" મા....રી સ્વામિની સાચી........ચરણની.

" પ્રેમપૂર્ણ મૂજ જીવન બનાવ્યું તેં મંજૂલ ભાવોં,
" સૃષ્ટીનું નવરૂપ બતાવ્યું શુદ્ધ સ્નેહ પ્યાસી....ચરણુની.

**પુષ્પા:** " હૃદયાશ્રમય પૂષ્પકલિથી પૂજું ઉર વાસી,

**પ્રભા:** " ભેટું ભાવ ધરી અંતરમાં દેવી તું ખાસી...ચરણુની."

**પ્રભા:** તારા હૃદયમાંહી વિકારી પ્રેમના તલભાર છે,
હાસી કહું કેવી રીતે? તું દેવીનો અવતાર છેઃ

**પુષ્પા:** દેવી નહિ દાસી કહો આતાક્ષુદ્ર નારી છે,
દેવી નહિ દાસી થવાની આશ મારી છે,

**પ્રભા:** તું ક્ષુદ્ર નથી, પણ મહાન્ છે. તારા જેવી આદર્શ
રમણીને દાસી કેમ કહું ?

**પુષ્પા:** જગનાં સીતાદેવી હતાં પણ રામની દાસી હતા,
રાધા મહાદેવી પરંતુ કૃષ્ણુની દાસી હતા;
દ્રૌપદી દેવી ભલે પણ પાંડવની દાસી હતો,
દમયંતી દેવી વીશ્વની પણ નળ તણી દાસી હતી.
સાવિત્રી દેવી પણ સત્યવાનની દાસી હતી,
દેવી ભલી તારામતી પણ હરિશ્ચંદ્રની દાસી હતી.
સત્ચારિત્ર શક્તિથી નારી અન્યથી પૂજાય છે,
પણ નાથનાં તો ચરણુની દાસી સદા કે'વાય છે.

**પ્રભા:** મારી ઉપાસનામાં પ્રબળ તું દેખાય છે.
સ્વામિ થતાં તારો હૃદય મુજ હર્ષથી ઉભરાય છે.

**પુષ્પા:** હૃદયના નિવાસી, પણુયન વિલાસી–કહો કે મારી
તું ચરણુ દાસીઃ

**પ્રભા:** એ આગ્રહ જતો કર.

**પુષ્પા:** આપના વદન સુધાકરમાંથી 'હાસી'નો મધુર ટહુકો સાંભળવા શું આ કાનો ભાગ્યશાળી નહિ થાય?

**પ્રભા:** પ્રણયપ્યાસી હાસી આવ.

**પુષ્પા:** (ભેટતાં-) આજે મારૂં જીવન....સફળ થયું....દુઃખનાં કાળા અભ્રોનું જૂથ વિદિર્ણ થયૂં....મનગમતા મનમોહનનું મિલન થયું.

—ગાયન—

**પુષ્પા:** " થયું આજે, જીવતર સુખકર–
" પ્રિયજન આ....પ મિલન થા..તાં........(૨)
" મનમાન્યા મનમોહન પામી–
" હા..ન પ્રણયના હા....તા,
" ઉરથી ચ્હાતા–
" પૂંજું પાય પુનિત પ્રિયતમનાં,
" છબી અંતર પધરાતાં,

**પ્રભા:** " રસ પાજે (૨) મનહર વસી મમ ઉરસર.
" હેજે સુખ સાતા—(૨)———થયું."

-બન્નેનું જવું:)



## ચતુર્થ દશ્યઃ

સ્થળઃ ચંદ્રમણીનું મકાનઃ

પાત્રઃ ચંદ્રમણિ, અસૂયા, પ્રભાકર, પૂષ્પાઃ

ચંદ્રમણિઃ —ગાયન—

( સોહિણીઃ )

" ના....રી..વિષમ કટા........રી–(૨)
" તીવ્ર તે....ની ધા.......ર ભા...રી........
" મા........રી....જખમ અપા........રી (૨)
" કરે નર સંહા.....ર કા...રી....
" અબળા નહી પણ....પ્રબળા ખા...રી....
" નારી થકી...તો..નાગણ સા....રી...
" કા....રી...જીવન ખુવા...રી (૨)
" છે કરનારી ના...ર ખારી...........નારી—"

( સ્વગત—)

સામે રહી શત્ર સદા આ કંઠ કાપી જાય છે,
પણ પાપી પ્રમદા ખરે વીશ્વાસથી તન ખાય છે.
વિશ્વાસથી લોભાવી શિ પળમાં હળાહળ પાય છે,
જે ચાય છે તેનાજ નારી પ્રાણ લેવા ધાય છે.
વિષ જાળ છે વામા ખરે નહિ ઝેર તે વામી શકે.

આકાશને અબળા તણો ના પાર કો પામી શકે.
મળમૂત્ર હાડ રૂધિરથી અબળા ભયંકર ઝેર છે,
દિલ કત્લ કરનારી ખચીત શીર કાપતી શમશેર છેઃ
તોય ઓમાં અંધ થઈ મેં જીંદગી ઝેરી કરી,
નિર્મળ હૃદયની બાળકીની ઘાત હાથે મેં કરી;
કુલ્ટા થકી રાખી પ્રણય ભારે કુટિલતા વાપરી,
કોમળ કળી જેવી સુકન્યા હાય ભસ્મિભૂત કરીઃ
(અસુયાનું આવવું:)

અસુ: નાથ, આમ કેમ ઉશ્કેરાઓ છો ? સુઇ જાઓ. વધારે બોલશો તો પીડા વધતી જશે.

ચંન્દ્ર: તારી મોહનિદ્રામાં હું બહુ સૂતોઃ ઉંઘમાં ને ઉંઘમાં મારા લલાટમાં "પુત્રીનો ખૂની" એ શબ્દો અંકાઈ ગયા—અને હજી પણ તું સુવાડવા આવે છે ?

અસુ: (હાથ જોડીઃ)

માફ કરો નાથ, આ અજ્ઞાન અબળા જાતને,
ગુન્હા હવેથી નહિ કરૂં આપૂં વચન હું આપને

ચંન્દ્ર: (સક્રોધઃ)

જા દૂર થા દૂર થા ઓ દૃષ્ટ રંડા મૂજ થકી,
તુજ ફંદ માંહી હું ફસાયો વાત થઇ કર્મે લખી;
પાયૂ હળાહળ ઝેર તે કુલ્ટા કૂદની તું ઘણી,
અબળા નહિ પણ છે ભયંકર નાર તું તો નાગણી.
અંધો થયો અવિચારી હું અવલોકતાં તુજ દેહને,

પાપની મૂર્તિ ખરી જાણી શકયો ના હું તને
ઓ નીચ કુલટા પાપિણી ચંડાલિણી તું દૂર થા,
મૂખ મલીન તુજ જોવું નથી ઓ ઘાતકી તૂં દૂર જા.

અસુ: નાથ, આશ્રિત અબળાના દોષો ક્ષન્તવ્ય હોય છે: મને માફ કરો, માફ કરો:

ચંન્દ્ર: ઘોર સર્પિણી, અહિંથી ચાલી જા: ઝેરથી ભરેલો તારો દેહ લઈને ચાલી જા:

( અસુયા જવા માંડે છે: પણ તેને પાપનો સાક્ષાત્કાર થાય છે: ચન્દ્રમણી સોફાપર સુઈ જાય છે: )

અસુ: ( સ્વગત: ) હાય–મારે કયાં જવું?–કોની આશ્રિતા થવું? મારૂં પાપ ભયંકર છે. મને આશરો કોણ આપે?

ભોળી અને કોમળ સૂકન્યા મારનારી હું જ છૂં
કોમળ કળી કરમાવનારી નીચ પાપી હું જ છું,
મારે લીધે દુ:ખનાં પ્રભાકરને દીવસ ઉભા થયા,
મારે લીધે મારા પતિ દુ:ખથી પથારી વશ થયા.
સંસારમાં કેવી રીતે ફરવું લઈ મૂખ શ્યામને,
આ ભ્રષ્ટ કાયા કુંભનો સત્કાર કરશો કો હવે?
માટે પીયૂના ચરણમાં મસ્તક નમાવી હું કહું,
ને ક્ષમા કરીને પછી સંસારને છોડી જઉં.

( ચંદ્રમણીનાં પગમાં પડી જાય છે: )

અસુ: ( જીભ કરડતાં ) નાથ, આ નીચ અને પતીતન્હાસીનાં
સઘળા ગુન્હા માફ કરજો:

( આત્મહત્યા કરી જાય છે: પડી જવું: )

ચંન્દ્ર: ( ચમકીને–અસુયાના મોહામાંથી ખૂન ટપકતું જોઈને–)
હા....હા–! આતો જીભ કરડીને મરી ગઇ–ખરેખર,
શોકના છોકરા ઉપર અદેખાઇ રાખી મહાપાતકી પ્રેમ-
દાની દશા ઠીક થઈ:

પ્રભૂનો ન્યાય એવો છે કરે તેવું જરૂર પામે,
ન શક્તિ લેશ માનવની થવાની ન્યાય એ સામે:
પાપ સંસારે કર્યું તે લેશ ટળવાનું નથી,
શિક્ષા ગુન્હાની પામવી એ દૂર જોવાનું નથી,
વાત્સલ્ય સ્નેહ વિસારીને સંતાન પર ક્રૂર થાય છે–!
એવી વિમાતા સર્વની અંતે દશા આ થાય છે–!
હવે મારે પણ પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ:

( ટેબલના ખાનામાંથી ખંજર કાઢે છે: )

ચંન્દ્ર: ભામિની ભ્રષ્ટા થકી ભારે ખરાબી થાય છે,
પાપિણી પત્ની પ્રતાપે ઘર ઉજ્જડ આ થાય છે–!

( ખંજર ભોંકવા જાય છે. ત્યાં અવાજ આવે છે: )

—પિતા, પિતા, સબૂર કરો—

( પુષ્પા અને પ્રભાકર આવી ચડે છે: )

ચન્દ્ર: કોણ ?

બન્ને: આપનાં નિર્દોષ બાલૂડાં:

ચન્દ્રઃ પુષ્પા—પ્રભાકર ?

બન્નેઃ હા. ( લેટીપડે છે.)

ચન્દ્રઃ ( આશ્ચર્યથી— ) પુષ્પા, મારા હાથેજ તારા મૃત દેહની ખાખ થઈ છે. છતાં તું સજીવન કેમ દેખાય છે ? પુત્રી, મને આશ્ચર્ય થાય છે !

પુષ્પાઃ ( પ્રભાકરને બતાવીઃ ) આ પ્રેમની પ્રતિમાના પ્રતાપેઃ

ચન્દ્રઃ તે કેવી રીતે ?

પ્રભાઃ સુરબ્બી, પુષ્પાનાં અવસાનનાં સમાચાર સાંભળી હું ઉન્મત્તપણે અહિંના સ્મશાનમાં આવ્યોઃ રાખના ઢગલા ઉપર મારો જાન ખંજરથી ચીરી નાખવાની મેં તૈયારી કરી, ત્યાં અંતરીક્ષથી પધાર્યા હરિઃ જળાંજલિ છાંટી પુષ્પાને સજીવન કરી:

ચન્દ્રઃ વાહ, મારા પ્યારા પ્રભાકર, તારા હૃદયની નિર્દોષતાની કદર આ પાપીએ ન કરીઃ એ ઘોર અપરાધની મને માફી આપઃ

પ્રભાઃ તમને માફી આપવા જેટલી યોગ્યતા મારામાં નથીઃ હું તો આપની પાસે દીન બાળક છુંઃ

ચન્દ્રઃ પુષ્પા, તારો પણ હું અપરાધી છું. અપરાધીજ માત્ર નહિ, પરંતુ ઘોર ખૂની છું. તારા આ પાપી પિતાને ક્ષમા કરઃ

પુષ્પાઃ માફ કરેઃ હું તો આપની દીકરી પુત્રી છુ.

...પિતાજી, મારા ક્યાં છે માજી ?

ચન્દ્ર: ( આવેશપૂર્વક: )" નરકની સ્હેલમાં તેનું પાપી શબ
આ રહ્યું: ( બતાવે છે: )

પુષ્પા: માજી !

પ્રભાકર: માજી !

( મૃતક દેહને બન્ને ભેટે છે: )

ચન્દ્ર: પવિત્ર સંતાનો-! એ પાપી દેહનો સ્પર્શ ન કરો: તમારા દેહને અપવિત્ર ન કરો: એ દેહ તો હળાહળ ઝેરથી ભરપુર છે: અતિશય ક્રૂર છે....એની છાંયાનો ત્યાગ કરી તમે મારી પાસે આવો: બન્ને હાથમાં હાથ મિલાવો:

— હસ્તમેળાપ —

ચન્દ્ર: ( હસ્તમેળાપ કરાવતાં — )
નંબનવાનું જે હતું તેનું " પરિવર્તન " થાય છે !
પત્નિપતિ-પુષ્પા, પ્રભાકર; આ ક્ષણેથી થાય છે. ! !

પુષ્પા: પ્રભાકર:- — ગાયન —

( બિહાગ ! )

" જનક ચરણુ થા...ય આ....જે
",નમન અમ...સન્તા....નો....ના....(૨)
" કરો મન મોટું હેલે ન ખોટું-
" અપરાધી જો જો ના—નમન.

ચન્દ્ર: " સુખમાં ઝૂલો, દુ:ખડા ભૂલો,
" વૈભવ પામો સદા ના—નમન.

બન્ને: " અમિમય દષ્ટિ, અમૃત વૃષ્ટિ—
" માગે બાલક ના ના...નમન. "
( પડદો પડે છે: )



## પંચમ દશ્ય:



સ્થળ: દિવાનખાનું:

પાત્રઃ પ્રભાકર, પૂષ્પા અને કોમિક પાત્ર ચટપટ:



( પડદો ઉપડતાં પ્રભાકર વિચારમાં દેખાય છેઃ )
( પૂષ્પા ફુલની છાબડી સાથે આવે છે, ફુલછાબ એક બાજુ મૂકી પતિને વિચારમાં જોઇ પૂછે છે. )

પુષ્પા: પ્રાણનાથ, આજે આપ શું વિચારમાં ગુંથાયા છો ?

પ્રભા: વ્હાલી, આજકાલ ભારત વર્ષમાં ઘેર ઘેર કલેશ અને અનેક પ્રકારના કષ્ટ દષ્ટિએ પડે છે. સૂખી દંપતી ભાગ્યેજ જડે છેઃ તેના માટે આપણે આપણાથી બનતા ઉપાયો લેવા જોઇએ. દેશની સેવા કરવાની વૃત્તિ હ્રદયમાં પ્રકટાવવી જોઇએ.

—ગાયન—

નિજ દેશ માટે લાગણી જેના હ્રદયથી દૂર છે.
ધિક્કાર છે તે જીવનને જે સ્વાર્થમાં ચકચૂર છે:

કાગડાને શ્વાન પણુ નીજ પેટનું પુરૂ કરે,
અવતારનું ફળ શું-ન જો નિજ દેશની સેવા કરે:
એમ. એ. અને બી. એ થયે ના કિર્તિવંત થવાય છે.
નિજ દેશની સેવા થકી જયજય જગે બોલાય છે-!

પુષ્પાઃ સત્ય છે. વ્હાલા, સૌથી મોટામાં મોટું વ્રત દેશ-સેવાનું છે આજથી દેશની સેવા કરવાની હું પ્રતિજ્ઞા લઉં છું: લેવડાવો પ્રતિજ્ઞાઃ

(પ્રતિજ્ઞા આપે છેઃ)

પ્રભાઃ બોલ કે, હું જન્મભૂમિને ખાતર જરૂર પડશે તો જીવ કાઢી આપીશ.

પુષ્પાઃ હું જન્મભૂમિને ખાતર જરૂર પડશે તો જીવ કાઢી આપીશ.

પ્રભાઃ બોલ, જ્યાં સુધી દેશને સ્વાતંત્ર્ય ન મળેઃ—

પુષ્પાઃ જ્યાં સુધી દેશને સ્વાતંત્ર્ય ન મળે,

પ્રભાઃ ત્યાં સુધી-

પુષ્પાઃ ત્યાં સૂધીઃ-

પ્રભાઃ સઘળા આનંદો છોડી દઇશ.

પુઃ સઘળા આનંદો છોડી વઇશઃ

પ્રઃ જન્મભુમિના હિતનીજ માળા લઇશ.

પુઃ જન્મભુમિના હિતનીજ માળા લઇશ.

પ્રઃ વિલાસનાં કોઇપણ સાધન તરફ નજર નહિ કરીશ.

પુઃ વિલાસનાં કોઇપણ સાધન તરફ નજર નહિ કરીશ.

પ્રઃ અને—

પુઃ અને—

પ્રઃ દેશની સેવા કરતાં ગમે તેટલા દુઃખો તૂટી પડશે તેની દરકાર નહિ કરીશ.

પુઃ દેશની સેવા કરતાં ગમે તેટલા દુઃખો તૂટી પડશે તેની દરકાર નહિ કરીશ. (પ્રતિજ્ઞા મૂકાય છે.)

પ્રઃ ધન્ય છે વ્હાલી, તારા જેવી લાખો નહિ, પરંતુ એક હજાર રમણીઓ જો વૈભવવિલાસનો ત્યાગ કરી દેશની સેવા કરવાની પ્રતિજ્ઞા લે, તો પરતંત્રતાનો ભીષણ અંધકાર ચીરી સ્વતંત્રતાનો સૂર્ય પ્રકાશીત થાયઃ

(ચટપટનો પ્રવેશઃ)

ચટપટઃ—મહાત્મા ગાંધીજીના આત્મબળ અને ભગીરથ પ્રયાસવડે એ શુભ દીન હવે સત્વર આવશેઃ

ચટઃ — ગાયન —

" એ શુભ દિન સત્વર આવશે.
" ભારતમહીં સ્વાતંત્ર્યના શુભ દીવ્ય વાદ્યો વાગશે,
" બહુ જ્ઞાનવીરો કર્મવીરો જાગી અન્ય જગાવશે.....એ.
" તનધન સમરપી દેશને દેનાર રત્નો પાકશે,
" જયકાર ભારતવર્ષનો ત્રણલોકમાંહી ગાજશે....એ.
" દીરતાર આર્યાવર્ત્તનાં કષ્ટોતણાં મૂળ કાપશે,
" ગાંધીજીના તપના બળે ઉદ્ધાર ભારત પામશે.....એ.
" ધડકાર ભારતને થતાં ધડકાર સૌને આવશે,

" ગાંધીજીના ચરણો મહીં નિજ શિર સર્વ નમાવશો.—એ."

પુષ્પાઃ ભાઈ, તમારી ભારતની ભવિષ્ય વાણી પરમાત્મા
સફળ કરોઃ

( અવાજ સાથે હિન્દદેવીનું પ્રાકટયઃ )

દેવીઃ—કરીને લાખ ઉપવાસો કરો જયકાર ભારતનો,—
—કરીને જેલમાં વાસો કરો રણકાર ભારતનો—
—ઠરીને શાંત ના થાશો કરો સત્કાર ભારતનો,—
—મરીને સ્વર્ગમાં જાશો કરો ઉદ્ધાર ભારતનો—

( અવાજ સાથે હિન્દદેવી અંતર્ધ્યાનઃ )

પુષ્પાઃ ( ચટપટને ) ભાઇ, તમે કોણ છો ? આ તમારી
પાસે શું છે ?

ચટઃ આ ક્ષુદ્ર મારો દેહ સ્વયંસેવક કહેવાય છે,
મારી પાસે છે ખાદી અને આની ફેરી થાય છેઃ

પુષ્પાઃ ( પ્રભાકરને ) નાથ, દેશ સેવાની પ્રતિજ્ઞા ત્યારે પુર્ણ
ગણાય; જ્યારે ખાદીનાં કપડાં થાયઃ

પ્રભાઃ બરાબરઃ ચાલો આ ભાઈ પાસેથી ખરીદીયેઃ
( ફેરીયાને-) આ ખાદીની આખી ગાંસડીની કિંમત
કશી થાય છે !

ચટઃ ગાંસડીની કિંમત પચાસ રૂપીઆ થાય છે. !

( પ્રભાકર પચાસની નોટ આપે છે )

ચટઃ જુલમનું જડબું ભાંગવાની ખાદીમાં તાકાત છે,
બોલો બંધુ એક સાથે ખાદી અમારી માત છેઃ

શુદ્ધ સુંદરને અમોલી જાડી જેની જાત છે,
ઓલો બંધૂ એક સાથે ખાદી અમારી માત છેઃ
(ચટપટનું જવુંઃ)
(પુષ્પા, હાર પ્રભાકરને પહેરાવવા જાય છે.)

—શૃંગાર દર્શન—

પુષ્પાઃ મધૂરા પુષ્પની માળા બનાવી આપના માટે,
સ્વીકારો પ્રેમની પ્રતીમા પળાવો પ્રેમની વાટે–
પ્રભાઃ આવી મધુરી માળા તો મધુરીના કંઠે દીપેઃ

— ગાયન—

પુષ્પાઃ " અનેરી......પ્રેમતણી લ્યો લાણુ,
" રસભીનાં ચતુર સુજાણુ (૨)—અનેરી.
" હૃદય નિવાસી પ્રણય વિલાસી પ્યારા જીવન પ્રાણુ,
સ્વીકારો વ્હાલા ઉરધારો પ્રેમ પુનિત એંધાણુ–અનેરી.
પ્રભાઃ " લેવી શાણી, એંધાણી જ્યાં દિલની ઓળખાણુ,
પુષ્પાઃ " ઝુલાવો શોભાવો આવો ક્ષુદ્ર વધાવો લાણુ–અનેરી
પ્રભાઃ " મૃગનયની ચંપકવરણીનું અમૃત રસની ખાણુ,
પુષ્પાઃ " ચરણુ કમળની દાસી હું છું, મારા મંગલ ભાણુ–અનેરો.
(હાર પહેરાવી પુષ્પા પતિના ચરણે નમે છેઃ પડદો પડે છે.)

## ડ્રોપ

તૃતિયઙ્ક સંપૂર્ણ.

ભક્તશીરોમણી પાનાં ૨૫૬ કી. ૦-૧૦-૦

ચિત્ર લીલાવતી (હુરીગીતમાં) ૦-૬-૦

સતી તારામતી „ ૦-૧૦-૦

કોણ ચાલાક ? ૦-૧૦-૦

સદેવંત સાવળીંગા ૦-૧૦-૦

ન્યુ ખુબસુરત ગાયનમાળા સચિત્ર ૦-૮-૦

મોટી ન્યુ ખુબસુરત ગાયનમાળા ૦-૧૨-૦

વિજયા વિજય ૦-૧૦-૦

સુદામાજી સચીત્ર ૦-૧૦-૦

દયાની દેવી સચીત્ર ૦-૬-૦

નળ દમયંતી સચિત્ર ૦-૧૦-૦

પંચીકરણ ગુજરાતી ૧-૮-૦

શુદ્ધ કાવ્ય દોહન કીં. ૧-૮-૦

સાચો સવાશેર ૦-૮-૦

સંત સમાજ ભજનાવલી સચીત્ર કીં ૧-૦-૦

બત્રીસ પુતળી મોટી પાકું પુંઠું સચિત્ર ૩-૦-૦

"શોભના" સચીત્ર ૦-૬-૦

રણછોડ લીલા ભાગ ૧-૨ સચીત્ર દરેકના ૦-૬-૦

જશમારૂ, ગુલબંકાવળી, બરાસકસ્તુરી, સુંદરકામદાર દરેક સચિત્ર કી. ૦-૮-૦

## પુસ્તકો વેચનાર વ્યાપારીઓને સુચના.

હાલમાં અમોએ સારાં, સસ્તાં ને સચિત્ર પુસ્તકો બહાર પાડયાં છે. નવાં નવાં સચિત્ર તેજદાર પુસ્તકો બહાર પડતાં જાય છે. આપ આપનું નામ નોંધાવશો તો છપાતાં નવાં પુસ્તકો જણાવતાં રહીશું.

## ગામેગામ એજન્ટ જોઇએ છે.

તમો બીજો વ્યાપાર કરતા હો તેની સાથે વીસ પચીસ રૂપીયાના અમારાં સારાં સસ્તાં ને સચિત્ર પુસ્તકો રાખશો તો ટુંકી મુડીમાં ઘણો સારો નફો મેળવી શકશો.

ઉપરનાં તમામ પુસ્તકો તથા બીજા દરેક પુસ્તક મળવાનું સ્થળઃ—

## બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ—અમદાવાદ.

